

# કવીન 'વિકટોરીયા' સીનેમા

મોટી ઘડી ચાળ આગળ

--સુરત.--

# 'ગેબી' મદદગાર

યાને

# હસ્તો બુરખો

૫૦૦૦૦ ફીટ

૪૦ ભાગમાં

# ઇનામ

છેલ્લે સુધી અડધીઆં સાચવી રાખજો છેલ્લે દિવસે રોકડ રૂ૦ ૧૫૦

શનીવાર તા. ૧૦-૩-૧૭ થી શુક્રવાર તા૦ ૧૬-૩-૧૭ સુધી.

પહેલા અઠવાડીઆના બે હપતાનો દુકલાર

દોહરો. 'અખતર' એક તમા સત્ય ને ... તેના આધાર છે
સદાયમ તે સફળ ગણીતા, જે 'ગેબી મદદગાર'

# બના. મે જહાંદારા, જહાં આ.કરીં.

(દિબાચો.)

હજારો શુક્ર છે તે પાક પરવરદીગારના કે જેણે કુલ જહાન, પેદા કીધાં છે. જે તમામ જગતનો માલીક છે. જેણે આ જગતમાં દરેક ચીજ ઉપર આદમ-જાદ યાને માણસને સરદારી આપી છે. અને સર્વથી વધારે કીમતી રત્ન અક્કલ તે અક્કલ આપી છે. અને તેજ અક્કલથી કાળાં માથાંનાં "માનવી શું નથી કરી શકતા? વીસમી સદીમાં હજારો હુન્નરની ઉથલપાથલ થઈ તેમાં "સીનેમા"ના હુન્નરે બસ કમાલ કરી નાંખી છે. તમામ મહેનતથી થાકેલા ઈનસાનને ખાતર બે કલાકની મોજમજાહનું સાધન ખાસ "સીનેમા"જ છે. તેમાં સર્વથી મુખ્ય બાબત "ફીલમો"ની છે કે જેની ઉપર તમામ "સીનેમા"ના બીઝનેસનો આધાર છે. કારણ કે સારી ફીલમો હોય તોજ સીનેમાનો બીઝનેસ સુધારી શકે આ અદના "કવીન વિકટોરીયા સીનેમા" કે જે ફકત આઠ મહિનાનું હજી બાળક છે જેણે પોતાની "ઓપનીંગ નાઈટ" યાને શરૂઆત "સાલમ્બો" "પ્રોટીઆ" "માર[illegible]" "આલીશે ઈશ્ક" "સરકસની સુંદરી" વીગેરે નામ ચીન ફીલમોની સાથે "બ્લેક બોકસ" "દશલાખનો દલ્લો" "ઝુદોરા" જેવી નામચીન સીરીયલોથી કીધી છે. અને જેની તારીફ સુરતની સીનેમાની શોખીન પ્રજાએ બજા કીધી છે. જેથી અમોને કંઈક નવું કરી બતાવવાની ઉલટ થઈ છે તેટલા માટેજ "ખાસ સીઝન માટે" નામચીન ફીલમ મેકર "પાથે"ની "ગેબી મદદગાર"ની અતી પાવરફુલ સીરીયલ સુરતની શોખીન પ્રજા સનમુખ મુકીએ છીએ કે જે મેળવવા માટે અમને ખરચનો ભારે ભોગ આપવો પડયો છે. પણ આશા છે કે સુરતની શોખીન પ્રજા (કવીન વિકટોરીઆના માનવંતા પેટ્રનો) હમોને જે આશરો આપતી આવી છે તેથી વધુ આશરો આપશે તો અમે અમારી મહેનતનો અને ખરચનો બદલો મળી ચુકેલો સમજીશું. અને અમને ઉમેદ છે કે પરવર દેગારની મહેરબાનીથી એક એકથી ચઢીયાતી સીરીયલ ફીલમો સુરતની કદરદાન પ્રજા સનમુખ રજુ કરીશું.

લી૦ માલીક,

"કવીન વિકટોરીઆ સીનેમા."

લેખકઃ—બી. બી. પટેલ ઉર્ફે "અખતર."

# ક્વીન વિકટોરીયા સીનેમા.

મોટા ઘડીયાળ આગળ—સુરત.

# ગેબી મદદગાર

## ૪૦ ભાગની સુંદર સીરીયલ

## ૧ થી ૮ ભાગ બે હફતા.

---

### આ સીરીયલનાં મુખ્ય પાત્રો.

**એનોક ગોલ્ડ**—એક કરોડપતી શેઠીઆ ધન દોલતના લોભમાં નેકીને ભૂલી ગયલો તાલેવંત.

**મીસીસ ગોલ્ડન**—જ્હેમથી તજાયલી ગોલ્ડનની મહોરદાર.

**મીસ મારગેરી**--ગોલ્ડનની ગુમ થયેલી બેટી.

**ડોકટર જરૂટસ લીગર ઉર્ફે આર્યનકલો**—સર ગોલ્ડનના સંસારનું નખ્ખોદ વાળનાર ફીતનાબાજ બદમાશ.

**મી. ડેવીડ મેનલી**--મી. ગોલ્ડનનો સેક્રેટરી.

**ગેબી મદદગાર**—એક હરતા બુરખા તરીકે પ્રસીદ્ધીમાં આવેલા ભેદી માણસ.

આ ઉપરાંત ખુની ટોળકી, લુટારાઓ, ચોરો, સીપાઇઓ સેલરો વીગેરે, વીગેરે,

# ગેબી મદદગાર.

## પ્રકરણ ૧ લું.

## લોખંડી પંજાવાળો પિશાચ.

"ઓ, કીનાકીના કિના જલ્દી હો બેદાર"
"આજ બેશક સીના કરૂં ઉસકા મંચ ફિગાર."

આમ કીનાનો પોકાર કરતો અને સાક્ષાત યમદૂતની મૂર્તી જેવો ભયંકર ફુંદાયેલા ચહેરાનો શખ્સ તે એક તલેસ્માતી એકાંતુ ઘરનો દાદર ચઢતો હતો, દાદરનાં પગથીયાં ચઢતાં ચઢતાં પણ તે જોખમ ભરેલો આદમી સળગતી આગની જવાળાએની માફક પોતાના દીલની કીનાની વરાળ કાઢનો. બબડતો હતો.

આ દેખાવેજ ક્રુર લગતા શખ્સ । એક હાથ સલામત હતો, જયારે બીજો હાથ વીંછુના આંકડા જેવા લોખંડા ચીપાયાનો બનેલો હતો, ને તેના વડે દાદર ની સીડીનું દોરડું પકડી તે લગભગ આધેડ થયેલો છતા જવાન જેવો લાગતો શખ્સ ઉપર ચઢયો. તે દાદર પરના પુરાણા દરવાજામાં રહેલી એક છુપી દોરી એંચવામાં આવી, ને તે રાત્રિના બહાર છવાયેલા અંધારામાં તુરત ઓરડાની અંદરની બત્તીનો પ્રકાશ પડયો, કેમકે તુરત દરવાજો ખોલી દેખાવે પીશાચણી જેવી લાગતી એક બુઢી બહાર આવી, અને આ પહેલી રાતના પીશાચ પરોણાને અંદર લીધો.

"એ જવાનીમાં આવેલી છોકરી કયાં છે ?" આવતાંની સાથ તે કરડા દેખાવના લોખંડી દસ્ત ધરાવનારે બુઢીયાને પુછયું.

"તેણી પેલા પોપટના પાંજરા પાસ ઉભેલી છે" બુઢીયાંએ નમનતાઈ પૂર્વક જવાબ આપ્યો.

આ જવાબ સાંભળી તે આયર્નફીસ્ટ ઉર્ફે લોખંડી પંજાવાળો પુરૂષ બે પળ ઠંડી લાગણીઓ દેખાડતો ઉભો રહયો, તેણે તે ઓરડામાં ઉભેલા બીજા પાંચ સાત મેમ્બરો પર નજર કરી, ને તુરત ફરી કહયું, "કેમ હજુ સુધી ડેલહીમ ઉપર ચીઠી લઈ ગયેલો આપણો જોડીદાર નથી આવ્યો ?"

પણ હજુ આ સવાલ તે પુરો કરે, એટલામાં તો દરવાજાપર બતીની સીગનલ થઈ ને તુરત સાવચેતીથી દરવાજો ખુલવામાં આવ્યો, તો જેને માટે આ લોખંડીદસ્ત પુછતો હતો, તેજ શખ્સ ત્યાં ગભરાયેલે ચેહેરે હાજર થયો.

તેની છાતીમાં શ્વાસ સમાતો નહતો તો પછી બોલી શકવાની સત્તા તો કયાંથીજ હોય. ને તેથીજ ગભરાયેલે ચેહેરે કંઈપણ બોલ્યા વગરજ પોતાની પાસેની એક નાની ચઠ્ઠી આ ભેદી લોખંડી પંજાવાળા વડાના હાથમાં મૂકી, અને કંઈક શંકાથી, અને ભયથી આ કઠણ દીલના કીનાબાજ વડાએ તે ચીઠી ખોલી વાંચી:—

"ડાક્ટર જ્યુસલ લીગર ઉર્ફે લોખંડી પંજાવાળો પીશાચ, મેં તારૂં કામ તપાસ્યું છે, ખરેજ તે ઘણું મજાહનું છે, તો પણ તે તારાં કીનાનાં કામ ઉંખા વાળવા, ને તને સુધારવા હું પ્રયત્ન કરીશ."

લી૦ લફીંગ માસ્ક યાને હસતો બુરખાવાળો.

આ ભેદભરી ચીઠી વાંચતાં આપણા લોખંડી પંજાવાળા પિશાચ, અથવા હવે જેને આપણે આ ચીઠીપરથી ખરા નામે બોલાવીયે તો ડાક્ટર જ્યુલસ લીગરના ભવાં ગુસ્સાથી ચઢયાં, કપાળમાં કરચલી વળી, ને ઘણાજ ધિક્કારથી તે ચીઠી ફાડી નીચે ફેંકતાં તેણે પોતાના કાસદ તરફ જોઈ પોકાર્યું.

"આ ચીઠી તને કોણે આપી?"

"હું આપની ડેલહોમપરની ચીઠી લઈ તેને આપવા ગયો, ને તે ચીઠી આપી જેવો પાછો ફર્યો, કે તેજ પળે ગલીના નાકાપર એક બંધ મોટરમાં બેઠેલા એક બુરખાવાળા શખસે આ ચીઠી આપી મને કહયું કે "આ તારા વડાને આપજે" તે કાસદે જવાબ આપ્યો.

"કંઈ ફીકર નહિ હવે હું જોઉં છું કે એ મારા કામની વચ્ચે આવી મને કેમ સુધારે છે?" એમ બબડતો તે આ છુપા ઘરના ધણી જેવો લોખંડી પંજાવાળો. મી૦ લીગર બાજુના નાના ઓરડામાં ગયો, કે જે ઓરડામાંથી પોપટ સાથે જાણે મેના બોલતી હોય તેમ પોપટને પઢાવતી એક ખુબસુરત અને મીઠા કંઠવાળી છોકરીનો અવાજ આવતો હતો.

તે અંદર ગયો, ને પોપટ સાથે નિર્દોષ ગમત કરતી ને નંદનવનના ગુલાબ જેવી યુવાવસ્થામાં વીકસેલી બાળા તરફ બે ક્ષણ સ્તબ્ધ બની જોઈ રહયો, એટલામાં એ તરૂણ બાળાનું ધ્યાન તે નરપિશાચ તરફ ખેંચાયું, ને લજામણીના છોડનાં પાદડાંને જેમ મનુષ્યનો હાથ અડકતાં સંકોચ પામે, તેમ તેણી સંકોચાઈ શરમાઈ, ચમકી ઉભી.

"કેમ મીસ મારગેરી; ખુશી તો છો? નરપિશાચ લીગરે પુછયું.

—પણ નાહ તે બાળાની વીકસેલી છાતીમાં થોડા ઉતાવળા થડકા સિવાય તેણીના મુખમાંથી "હા કે ના"નો કંઈપણ જવાબ મળ્યો નહિ. એક શીકારી કુતરાથી જેટલી બીલાડી ત્રાસે નાસે, ભરાય છુપાય ને નાશવાનો માર્ગ નહિ મળવાથી સામે દાંતીયા કરતી આખ તાકી ઉભી રહે તેમજ આ બિલાડાના જેવી ચળકતી ને ખુબસુરત માંજરી આખવાળી મારગેરી નિ:શબ્દ લીગરની સામે ઉભી રહી.

"કેમ જવાબ આપતી નથી, શું તને પણ તારી બદજાત માતાની માફક મીજાજ ચઢી ગયો છે? ફીકર નહિ આજેજ મધરાત્રે મેં મહારા મીત્ર ડેલહીમને લખી આ તારી જુવાનીનો મદ ઉતારવા, ને મારી કીનાની પહેલ કરવાનું નકી કર્યું છે," તે શયતાન લીગરે સેજ ધીકારયુકત હસી નાંખી બાજુની ખુરશીપર બેઠક લેતાં કહયું.

અને જાણે તે નીચની આગળથી પોતાની ખરી હકીકત જાણવા ઈચ્છા નહિ છતાં તેણીનું મોઢું ખુલતું હોય, જાણે સ્વાતી નક્ષત્રના વરસાદના બુંદ ઝીલવા મોતી પકાવનારી છીપના ભાગ પહોળા થતા હોય, તેમ તેણીના બે ચિંતાથી ફિકા બની સફેદ દેખાતા હોઠો ખુલ્યા, ને તેમાંથી મધુર શબ્દો નીકળ્યા "ભલા લીગર, મેં તારૂં શું બુરૂં કર્યું છે? કે મને આમ નકામો સતાવે છે!"

"કેમ નહિ તારા બાપે મારા ખુબસુરત ચહેરાનું ને હાથનું સત્યાનાશ વાળી મારી જીંદગીની બરબાદી કરી છે, તો તું તેજ બાપની દીકરી હોવાથી ત્હારી જીંદગીની બરબાદી કરી હું ખુશી ના થાઉં" તે લોખંડી પંજાવાળો દયાહીન હીગર ઉશકેરાઇ બોલ્યો.

"પણ મ્હારા બાપ કોણ છે? ને એને ત્હારી જીંદગીનું સત્યાનાશ વાળવાનું કારણ ?" બરાબર શંને વાતપર આવેલો જોઈ કંઈક ગુપ્ત સંકેતથી આ મધુરી મુરતી મારગેરીએ પ્રશ્ન પૂછયો.

"હા, સાંભળ, તેનું કારણ ત્હારે જાણવું છે, તો આજે પંદર વીસ વરસ પહેલાની સઘળી વાત હું ત્હને સ્પષ્ટજ કહું છું અત્યારે મ્હને એ વાત યાદ આવતાં ત્હારા બાપનું ખુન કરી નાંખું, એટલો ગુસ્સો આવે છે, પણ શું કરૂં, લાચાર, કે તે દુશ્મન અત્યારે મ્હારી સામે નથી, જો, સાંભળ, તે દીવસો, કે જે વખતે હું એક ખુબસુરત જવાન ડોકટર તરીકે જીંદગી શરૂ કરી ચુકયો હતો, તે વખતે તારો બાપ લોર્ડ એનોર ગોલ્ડન, કે જે આ આખા કેરોલીના બેટમાં મુખ્ય ને મોટો જાગીરદાર છે, તેને ત્યાં એક ફેમીલી ડોકટર (કુટુંબના વૈદ્ય) તરીકે હું જોડાયો.

મને હવે કબુલ કરતાં બીલકુલ શરમ નથી થતી, કે તે વખતે હું તારી ખુબસુરત માતા (મીસીસ ગોલ્ડન)ની સાથે ધીમે ધીમે મારો ખાનગી સંબંધ વધારવા લાગ્યો, જો કે ત્હારી માતા મહારા તે વખતના ખુબસુરત ચહેરાથી મહારા પર અંજાઈ તો ન ગઈ, તોપણ એટલું તો ખરૂં કે તેણી મહારી ખાનગી મુલાકાતોને તરછોડી પણ ન શકી.

તેણી તારા બાપ તરફ બેવફા થઈ મને ચાહે એમ તો હતુંજ નહિ ને મેં પણ એવી અનેક સુંદર સ્ત્રીઓના સતીત્વ નાશ કરેલાં હોવાથી કંઇ ત્હારી માતા સાથે વધુ પ્યાર કરવાની ઇચ્છા પણ નહોતી, પણ ફકત તેણીનું ઝવેરાત હાથ કરવાજ મેં તેણીને હાથમાં લીધી.

મેં ધીમે ધીમે મહારી યુકિતઓની જાળ તેણીનાપર બીછાવી, ને તે ખાનદાનના મીજાજવાળી તારી માતા કોઇ કોઇવાર તો પોતાની ખાનદાનીને પરણેલી હાલત ભુલી જઈ કલાકો સુધી મહારી સાથે બગીચાની એકાંતમાં વાર્તાલાપ કરતી, એક દીવસ મેં તક જોઇ તેણીને કહયું કે "ઘરનું ઝવેરાત લઈ ચાલ આપણે દુરદેશાવર ઉપડી જઈએ."

આ સાંભળતાં તેણી ચમકી, તે મહારીપર સેજ ગુસ્સે થઇ, પણ મેં તેની દરકાર ન કરતા જયારે આમ સરળ યુકિતથી કામ પાર ન પડયું, ત્યારે દાબથી કામ લીધું, મેં તેણીને ભયંકર કસમ ખાઈને જણાવ્યું કે જો તેણી ઘરમાંનાં ઝવેરાત મહારે હવાલે નહિ કરે, તો હું તેણીની નાની બેટી મારગેરી (કે જે તું પોતેજ) ત્રણ ચાર વરસની હતી, તેનો તેનજ તેના ધણી લોર્ડ ગોલ્ડનનો જીવ લઈશ."

ખરેખર મારી આ ધમકીથી તેણી (તારી માતા) ડરી ગઈ; ને મારી બીકને લીધે જેવી રીતે મેં કહ્યું તેમ તેજ દીવસ રાત્રે ઘરમાનું બધું ઝવેરાત મ્હારે સ્વાધીન આપવા તેણી કબુલ થઈ, હું તુર્ત મ્હારા ઓરડામા ગયો ને મ્હારી કપડાની બેગ તૈયાર કરી રાત્રીની રાહ જોવા લાગ્યો.

રાત્રિ પડી,–પણ તે પહેલાં હું અધીરો બન્યો, ને મ્હારી સૂચના તાજી કરવા ફરી મ્હેં ત્હારી માતા મીસીસ ગોલ્ડન પર એક ચોઠી લખી જણાવ્યું કે "આજે રાત્રિના સાડાદશ વાગે હું જનાર છું, તે વખતે બધું ઝવેરાત લઇ ત્હારે તૈયાર રહેવું."

આ ચીઠીથી મ્હને ખાત્રી હતી, કે તેણી ભયભીત બની મ્હારા માટે ઝવેરાત લઈ તૈયાર રહેશે, ને તેમજ બન્યું હું તે શુદ ચોથની રાત્રિના અસ્ત થતાં ચંદ્રમાનો લાભ લઇ ધીમે ધીમે ફેલાતા અંધારામાં મ્હારા ઓરડામાંથી નીકળી ત્હારા બાપના દીવાનખાનામાં આવી પહોચ્યો, તો ત્યાં ત્હારી માતાને ધ્રુજતા હાથે હીરા મોતીના દાગીના લઈ તૈયાર ઉભેલી જોઈ.

હું કંઈક "પ્યારી, વ્હાલી," એવા બોલો બબડી તે ઝવેરાતને જેવો હાથ અડકાવા જાઉં છું તેવાજ દરવાજાપરનો કાળો પડદો ઉછળ્યો ને તોફાની કાળા વાદળાનો પટ ચીરી જેમ સુર્ય એકદમ બહાર નીકળી આવે, તેમ તારો ચળકતી આંખો વળો ઉમરાવ બાપ ગોલ્ડન એક ભરેલી પીસ્તાલ સાથે અમારી સામે આવી ઉભો રહ્યો, તેની નસો ક્રોધથી પુલી ગઈ હતી આંખમાં ને મોઢાપર ચઢેલી કીન્નાની લાલી બત્તીના તે સામાન્ય પ્રકાશમાં પણ મ્હારી નજરે પડવા લાગી એક પળવારની ભયંકર ચુપકીદી પછી તારા બાપનો ગુસ્સાથી ઘોઘરો થયેલો અવાજ સંભળાયો.

"પેલા ખાનામાં હજું બીજું ઝવેરાત છે તે લ્યો, ને ખુદાને ખાતર અહિંથી તમારાં મોઢાં કાળાં કરો."

આ સાંભળી હુંતો અડગ ઉભો રહ્યો. પણ આ બનાવથી એકદમ ગભરાઈ ગયેલી ત્હારી માતાએ ત્હારા બાપના પગમાં પડી "માફી, માફી" કરી પોકાર કર્યો

"શું માફી? એક બદહવસ કુલટા કામીનીને માફી? સ્વામીને છેતરનારી શંખણીને શું સજાને બદલે ક્ષમા? ના ના–તે કદી નહિ બને–જા–જલદી જા–મ્હારૂ ઘર છોડી જા, અરે, આ બેટનો કીનારો ઓળંગી જા" તારે બાપે ધુસ્સાથી ત્હારી માતાને કુલટા ગણી ધીક્કારતાં કહ્યું.

એજ વખતે, "ના ના, એમ ન કરો, ઓ મ્હારા વ્હાલા, હું એવી હંમેશની જુદાઇની સજાને લાયક નથી, જરી મ્હારૂં સાંભળો."

"નહિ મ્હને એ સાંભળવાને કાન નથી, ત્હારી દલીલપર મ્હારૂં ધ્યાન નથી બસ બંધ કર એ ત્હારી ઝબાન, એ બયાનથી મ્હારા કાન અપવિત્ર ન કર" કહી ત્હારા બાપે માફી માંગતી તે પોતાની પરણેતરને ધક્કો મારી નીચે નાંખી, ને ભુલથી મ્હારી ઝાળમાં ફસાયેલી પસ્તાતી ત્હારી માતાએ ત્હારા બાપના પગ પકડી લીધા, ને સર ઝુકાવી તેણી માફી માગવા લાગી તેણે જવાબ આપ્યો

"હું ત્હારૂં ખુન કરીને ત્હારા અપવીત્ર ખુનમાં મ્હારૂં ખંજર રંગી અપવિત્ર કરવા નથી માંગતો" એમ કહી ત્હારા બાપે ક્ષમાની યાચના કરતી ધણીયાણીને ફરી ધક્કો મારી બહાર કાઢવા કોશેશ કરી, ને તેજ તકનો લાભ લઇ હું છટકયો, પણ મ્હારાપરથી ત્હેની કરડી નજર જરા પણ ન્હોતી ખસી તેથી જેવો હું ન્હાસવા ગયો કે તેવાજ ત્હારા બાપના ઇસારાથી બાજુના ઓરડામાંથી બે મજબુત હબસી ગુલામ ધસી આવ્યા ને તેઓએ જેમ સાંણસામાં સર્પને પકડે તેમ મ્હને તેઓના મજબુત હાથમાં પકડી લીધો.

## પ્રકરણ—૨ જું
## લોહી ખુરખાવાળો.

તે કાળાને લાંબા કદના જાડા હોઠવાળાને ટુંકા વાળવાળા રાક્ષસ જેવા લાગતા હબશીઓ ત્હારા બાપના કહેવાથી મ્હને એક ઉંડા ઓરડામાં ખેંચી ગયા જ્યારે ત્હારી માતાને ગમે તેટલી તેણીની આજીજીની દરકાર ન કરતાં, એક બોટ તૈયાર કરાવી તુરત તેણીને બોટને પેલે પાર પહોંચાડવા નોકરોને હુકમ થયો.

ત્હારી માતાને એ રીતની સજા કર્યા પછી તારો ઉશકેરાયેલો બાપ જ્યાં મને પકડી જવામાં આવ્યો હતો તે ઓરડામાં આવ્યો. તે ઘણું જ ઉશકેરાયેલો હતો ને જેમ કોપ પામેલો વિક્રાળ સીંહ પોતાના શિકારપર ત્રાપ મારવા, તથા જેમ કાળી નાગણ પોતાને છેડનારને ડંસવા–ફુંફાડા મારી રહે તેમ તે ગુસ્સાથી ગરમ થયેલા શ્વાસના ફુંફાડા મારતો મ્હારા તરફ આવ્યા ને કીનાથી દાંત કચકચાવતો તે મ્હને સંબોધી કહેવા લાગ્યો, "એ નીચ કુતરા, ત્હેં મારી આખી જીંદગીનું સત્યાનાશ વાળ્યું છે, છતાં તને જાનથી મારી નાંખવા હું ઈચ્છતો નથી, કેમકે તેથી મ્હારૂં ભયંકર વેર બરાબર વળ્યું ગણાય નહિ હું ત્હારા ખુબસુરત ચહેરાને હબશીયોની તીક્ષણ છરીયો વડે છુંદાવી નાના કાપથી ને ધગાવેલા લોખંડી સરીયાના ડામથી બદસુરત બનાવીશ, ને જે હાથે તેં મ્હારી નીચ ઓરતનો સ્પર્શ કર્યો છે તે હાથની બે મુખ્ય આંગળીયો તથા અંગુઠો કપાવી નાંખી તને જીંદગી ભરનો ઠુંઠો બનાવીશ."

હું સેજ કંપ્યો, ઉશકેરાયો ને સ્હામે થયો. પણ જેમ પાંજરામાં પુરાયેલા સીંહનું કંઈ ચાલતું નથી. તેમજ મ્હારો ક્રોધ કંઇ કામ આવ્યો નહિ પણ ઉલટી બે કલાક શીક્ષા મોડી થવાની હતી તે તુરત અમલમાં મુકવા તારા બાપે હબશિયોને હુકમ કર્યો.

સમય, મધરાત વીતી જઈ બે ત્રણ વાગવાનો થયો હતો. આકાશમાંથી ધુમસ પડવો શરૂ થઈ ચુકયો હતો, આ વખત તે મ્હારી સજા અમલમાં મુકવા હબશીયો મ્હને આ ઉંડા ઓરડામાંથી એક બીજા ભાગ તરફ લઇ ચાલ્યા, ને તેથી તે ચોતરફ પ્રસરેલી ઠંડીમાં પણ મ્હારા અંગમાંથી ગભરાટથી વળેલા પરસેવાના ટીપાંઓ ટપકવા લાગ્યાં, તો પણ મ્હારી એ હાલત તરફ ધ્યાન નહી આપતાં બીલકુલ લાગણી વગરના તે હબસીયોયે પોતાનું કામ શરૂ કર્યું.

ત્હારા બાપના હુકમથી તુર્ત એક ભારે કટીંગ મશીન બે ચાર હબશીયો ત્યાં ઉપાડી લાવ્યા, ને મ્હારી અનહદ ખેંચતાણ વચ્ચે તેઓએ મ્હારા હાથને પકડી તેમાના આગલાં બે આંગળાં ને અંગુઠો યંત્રની વચ્ચે ગોઠવ્યો. હું ઘણા અછાડા પછાડા મારી ખેંચાતાણ કરવા લાગ્યો પણ ક્રોધની જવાળાઓથી જવાળામુખી પહાડની માફક દીલથી સળગતા ત્હારા બાપે એ અછાડા પછાડાનો બીલકુલ દરકાર ન કરતાં મોટે અવાજે હબસીયોને કહ્યું "બસ હવે જલ્દી આ શયતાનના આંગળાપર યંત્ર ચલાવો."

તેજ ક્ષણે એક જાડા હબશીયે જેમ સોપારીનો ચુરો કરવા સુડીના હાથ દાબે તેમ તે યંત્રનો એક હાથો દાબ્યો, ને બીજી પળે, તો મ્હારી ભયંકર ચીચીયારીને મૂર્છા સાથે મ્હારા આંગળાં ને અંગુઠાનો ચુરો થઈ તે યંત્રની નીચે જઈ પડયાં.

આ ભયંકર સજાની પીડાને લીધે હું જમીનપર પડી ગયો, ને તે નિર્દય હબશીઓની સાથે ત્હારો ગુસ્સાદાર બાપ પણ જોઈ રહ્યો–જ્યારે ફરી શુદ્ધીમાં આવ્યો ત્યારે પણ હબશીયો સાથે ત્હારો બાપ હજુ એજ સ્થિતિમાં ઉભો હતો.

મ્હને શુદ્ધીમાં આવેલો જોઇ તુરત હબશીયોને ઇશારો કર્યો, ને મ્હારી બીજી વખતની ભયંકર ચીચીયારીઓ વચે બાકીની શિક્ષાનો આરંભ થયો.

દુઃખપર ડહામ–તેમજ હજુ આંગળા કાપ્યાનું દર્દ સખત થતું હતું, એટલામાંજ ફરીએ બીજી શીક્ષાનો અમલ શરૂ થયો, ને નિર્દય સીપીયોયે મ્હને પકડી રાખી બાકીનાઓએ ધગાવેલા લોખંડના સરીયા વડે મ્હારા ખુબસુરત ચહેરાપર ડહામ દેવા શરૂ કર્યા. જાણે મ્હારી ભયંકર ચિચિયારીઓથી તેઓ વધુ છેડાયા હોય, તેમ એટલેથીજ ન પતાવતાં પોતાની તીક્ષણ છરીયો વડે મ્હારા મુખ પ્રદેશપર ચીત્ર કામ કરવું શરૂ કર્યું હું દુઃખ દર્દથી બેફામ બની તુર્ત ફરી બેશુદ્ધ થયો.

હું જાગૃત થયો, ત્યારે હબસીયોના બંધનમાંથી હું છુટો થયો હતો, તેથી જેમ તેમ કરી ઉઠયો ને ઉઠતાંની સાથ ધિક્કાર ભરી નજરે મારી તરફ જોઈ રહેલા તારા બાપપર મ્હારી નજર પડી ને હું વળી ગભરાયો કે હજુ કંઇ રીબાવનારી શિક્ષા કરવાની બાકી હશે, પણ નહિ મ્હને તુરત તે જગ્યા છોડી જવાની આજ્ઞા કરવામાં આવી, જો કે મોઢા પર તેમજ હાથમાં દર્દ ઘણું થતું હતું, છતાં એ ભયંકર સ્થાનમાંથી છૂટકારો મળતાં મ્હારામાં કંઇક નવું જોર, નવી જીવવાની આશાઓ ઉત્પન થઇ, ને તેથી લથડતે પગલે હું બહાર નીકળ્યો, આ વખતે સ્હવાર થયું હતું, ને લગભગ એક પહોર જેટલો સૂર્ય આકાશમાં ચઢયો હતો, છતાં તારા બાપના તે બેટને કીનારે આવેલા વીશાળ મકાનમાં એકદમ રાતના જેવી શાન્તિ હતી.

હું આ મ્હારી જીંદગીની, મ્હારા શરીરની ખુબસુરતીનો નાશ કરનારી નાશકારક જગ્યા છોડી જતો હતો, તે વખતે મ્હારૂં દીલ અનહદ ઉશકેરાઈ ગયું, દુઃખ દર્દે મ્હને દીવાનો બનાવ્યો, મ્હેં તેજ વખતે ઊશકેરાઈ આસમાન તરફ જોઈ કસમ લઈ ઠરાવ કર્યો કે “બસ જ્યારે હું ઘાતકી રીતેજ એનોક બોલ્ડન પર કીનો લઈશ, ત્યારેજ જપીશ.”

મ્હારો આ ઠરાવ, તુરતજ અમલમાં મુકવાનો જાણે મ્હને શયતાને રસ્તો બતાવ્યો હોય, તેમ તેજ વખતે દરીયાના પાણીને અટકાવી રહેલા દરવાજાપર મ્હારૂં ધ્યાન ખેંચાયું.

આ દરવાજાની ગોઠવણ એવી રીતે કરવામાં આવી હતી, કે જો તે ખુલવામાં આવે તો તુરત દરીયા કીનારે આવેલો ત્હારા બાપનો બંગલો સઘળો જળ સમાધી લ્યે, એટલું પાણી અંદર ઘુસી આવે, ને મ્હેં પણ કીનો લેવા એમજ કર્યું તુરત દરવાજાના ગોઠવેલા યંત્ર તરફ હું દોડી ગયો, ને આસપાસ એક નજર કરી મ્હારો બીજો હાથ તે યંત્રપર મુકયો.

કપાએલા હાથમાંથી પુષ્કળ લોહી વહી ગએલું હોવાથી મ્હારા શરીરમાં તાકાત ઓછી થઇ ગઇ હતી, છતાં કીનાના ક્હેરે દુશમનના વેરે, મ્હને ઉશકેર્યો ને જાણે મ્હારામાં એકાએક હાથીના જેટલું જોર આવી ગયું હોય તેમ મ્હારા સલામત હાથવડે એક સખ્ત આંચકો પેલા યંત્રપર માર્યો, આંચકાના

પરીણામમાં યંત્ર ચાલુ થયું ને એ (વોટરગેટ) પાણીનો દરવાજો અજગરના મુખ ની માફક ધીમે ધીમે પહોળો થયો, ને હજુ હું યંત્ર પાસેથી છુટો પડી કીનારે ઉભેલી હોડીમાં કુદી પડું એ પહેલાં તો પાણીનો એક મોટો ધોધ અંદર ચાલુ થયો.

જાણે પૃથ્વીનો પ્રલય થતો હોય, જમીન જળમાં ડુબતી હોય તેમ જોત જોતામાં તે દરિયાના ઉછળતા ખુરા પાણી ધોધબંધ અંદર ધસી આવી ત્હારા ગુસ્સાદાર બાપ ગોલ્ડનના મહેલને ધીમેધીમે ઢાંકવા લાગ્યા.

હું આ વખતે હોડીમાં કુદી છટકતો હતો, એવામાં એક તરતા લાકડાના પાંજરાપર મારી નજર પડી, ને ત્હને મ્હેં એક કુતરા સાથે તેના પર સ્તબ્ધ બની પડેલી જોઇ.

કેમકે એ વખતે ત્હારી ઉમ્મર લગભગ ત્રણ ચાર વરસની હોવાથી, તું સ્હવારમાં કુતરાની સાથ રમતી બગીચામાં ફરતી હતી, એવામાં એકાએક આ પાણીનો વહેળો આવતાં તું બાળકબુદ્ધી પ્રમાણે ડરી તે લાકડાના પાંજરાપર ચઢી ગયેલી ને પાંજરૂં વધુ ને વધુ ચડતાં જતાં પાણીમાં તરતું હતું.

હું તુતજ તે તરફ ફર્યો, ને મ્હારા એક હાથથી હલેસું મારી હોડી ચલાવતો હું ઉતાવળથી ત્હારા તરફ આવ્યો, ને મ્હારા કીનાની બાકી રહેલી જવાળા બુઝાવવા, ભવિષ્યમાં ત્હારા ખાનદાન બાપનું વધુ સત્યાનાશ વાળી તેના ખાનદાનને કલંકિત કરી મ્હારૂં મન ઠારવા મ્હેં ત્હને તેજ વખતે ઉંચકી લીધી.

જેમ સરકારી દરિયામાંથી હાથ લાગેલી મોતીની છીપ કોઇ ચાંચિયો લઈ ન્હાસે તેમજ હું ત્હને મ્હારી હોડીમાં બેસાડી, શક્તી ઉપરાંત જોર કરી હોડી ચલાવતો આગળ વધ્યો, કે જે વખતે ત્હારા બાપના મહેલમાં ધસી આવી ઉછળતા દરીયાના મોજાઓએ જાણે મારી કીનાની આગને શાન્ત કરવા ભયંકર રૂપ લીધું હોય, જાણે મ્હારા આંગળાનું પડેલું લોહી તે જગ્યાએથી સાફ કરવા ઉગ્ર રૂપ લીધું હોય, તેમ ઉંચે ઉછળતાં આસપાસના ઘરો સાથ મહેલને પણ જળ સમાધી લેવરાવવા તૈયારી કરી રહ્યાં હતાં.

હું મ્હારી હોડીમાંથી દુરથી આ તમાશો ખુશી થઇ જોવા લાગ્યો, મ્હારા આંગળાપર કાપ મુકનારા ત્હારા બાપના હબશી નોકરો અને તેનાં બાળ બચ્ચાં ઓને આ પાણીના પ્રલયમાં તરતાં, ડુબતાં, મરતાં પછડાતા, જોઈ મ્હારા બળના જીગરને જરા શાન્તિ આવી.

એવામાં મ્હારી નજર ભયથી ગભરાઇ. આ પાણીના મોજામાંથી બચવા એક વિશ્વાસુ ગુલામ સાથે હોડીનો આશરો લેતાં ત્હારા બાપપર પડી, ને હુ હસ્યો, કેમકે તે મ્હારો હાડવૈરી ત્હને શોધવા માટે ચોતરફ દોડધામ કરી રહ્યો હતો, પણ તું તો મ્હારી સાથ હોડીમાં હોવાથી તે સમજ્યો કે તું આ પાણીમાં બુડી ખેંચાઇ ગઇ, તેથી તે અનહદ આક્રંદ કરતો માથું કુટવા લાગ્યો, ને મ્હારા દીલમાં જાણે બરફનું શરબત રેડાતું હોય, જાણે હું સ્વર્ગનું સુખ અનુભવતો હોઉં તેવી શાન્તી થઇ, તો પણ મ્હારા હાથ સામે જોતાં ને ચહેરાની કદરૂપી નીશાનીયો યાદ કરતાં વળી લોહી ઉકળી આવ્યું, ને જાણે આટલાથી મ્હારા વેર યજ્ઞની પુર્ણાહુતી ન થઇ હોય, તેમ દીલમાં જરા અસંતોષ લાવી—પ્રણવાર ત્હારા

બાળક અહેરા તરફ જોઇ હું હવામાં મુઠી ઉગામી ધીક્કારથી બબડયો કે, "ગોલ્ડનના વંશ વારસાની પણ હું બરબાદી કરી મ્હારા વેરની યાદગીરી રાખીશ. "

બસ એ પછી હું એ કીનાના ખરેખરા પ્રસંગની રાહ જોતો. તને ઉપાડી લાવી, મ્હારી ટોળીના આ છુપા મકાનમાં આ મ્હારી જીપશાં બુઢ્ઢી દાસીની દેખરેખ તળે મોટી કીધી,–હવે તું જવાનીના પુર બહારમાં ખીલી નીકળી છે, મ્હારા કીનાને માટે, મ્હારી ઇચ્છેલી ધારણાને માટે હવે તું બરાબર યોગ્ય થઈ છે, ને તેથીજ હવે ગોલ્ડનપરનું મ્હારૂં બાકી રહેલું વેર આજે આટલી લાંબી મુદતે પણ હું વસુલ કરી શકીશ એજ વિચાર મને પુરતો સુખી બનાવે છે. "

આમ કહી પોતાની આ પૂર્વની કર્મ કથાની યાદ તાજી થતાં કીનો, અહેર, ધીક્કારની મીશ્ર લાગણીયો મુખપર ઉછાળતો લોખંડી હાથવાળો આ નર પીશાચ ઉભો થયો, ને આ બધું વૃત્તાંત સાંભળી આરસની પુતળીની માફક સ્તબ્ધ થઈ ગયેલી મારગેરી સામે હવસથી હસી નફટતાઇથી તેણીને કહ્યું " ચાલ જવાન ગુલબદન ભોગી ભ્રમરને માટે તૈયાર થા. "

જાણે ઉંઘમાંથી એકાએક સ્વપનું આવતાં ઝબકી ઉઠી હોય, તેમજ આ રાક્ષસ લીગરના છેલ્લા શબ્દો સાંભળી મધુરી મારગેરી ચમકી, છતાં તેણી પોતાના બાપના વૈરી. પોતાની માતાની જીંદગી ધુળમાં રગદોળનાર આ પાપી લીગરના આ છેલ્લા ભેદભરેલા શબ્દોમાં શું ભયંકરતા સમાયેલી છે તે બીલકુલ ન સમજી શકી.

અને તે નિર્દોશ બાળા ? કયાંથી સમજી શકે ? જેનાપર હજુ જગતના વીકારોએ પોતાની છાયા ન્હોતી નાખી, જે મુગ્ધાની ઉપસેલી છાતી કામદેવે–(પ્યારના દેવે) પોતાનાં બાણ ફેંકી હજુ વીંધી ન્હોતી આ સંસારની વ્યુહરચનાથી તદન અજ્ઞાત હતી, તેવી આ વિકારી વૈતાળના દુષ્ટ લીગરનાં માર્મિક શબ્દો ન સમજી શકી. ને તેથી તે ઓરડામાંથી બહાર જતા આ કીનાખોર ડુક્કર તરફ તેણી ભયભરેલી દ્રષ્ટિએ તાકી રહી.

ગાય જેમ છરો ચમકાવતા કસાઇ તરફ બીકથી જોઇ રહે, તેમ પોતાની પીઠ પાછળ જોઇ રહેલી મારગેરી તરફ ફરી નહિ જોતાં આ શયતાન ટોળકીનો સરદાર બાજુના ઓરડામાં ગયો, ને એક ચીઠી લખી કાઢી તે બંધ કરી ફરી તે મારગેરીના ઓરડામાં આવ્યો.

"લે આ ચીઠી, ને મ્હારા મીત્ર ડેલ હિમને આપી આવ" તે બંધ કરેલી ચીઠી મારગેરીના હાથમાં આપી કંઇક લુચ્ચાઇથી લુચ્ચો લગીર હસ્યો.

"અત્યારે મધરાત થઇ છે, હું એકલી કયાં જાઉં ?" કરી ભયભીત થયેલી બાળા મારગેરીયે ગરીબાઈથી કહ્યું.

"નહી અત્યારે જવુંજ જોઇશે" એક જંગલી પાડાની માફક બરાડ મારતો છેડાઈ પડી લીગર બોલ્યો. .

"શું મ્હારે બદલે એ ચીઠી લઇ જનાર કોઈ બીજું નથી ? "

" એ સ્વાલ કરવાની ત્હને સત્તા નથી, ચાલ, મુંગી મર, ને આ ચીઠી ડેલહીમને આપી આવ, જા, તેના ઘર સુધી માણસ મુકી જશે" લુચ્ચા લીગરે યુક્તિથી કહ્યું.

"–પણ ત્યારે તે માણસનેજ મોકલોને–"

"–અરે પણ વળી એજ વાત, જા ત્હારેજ આ કામને માટે જવું જોઇએ."

શું કરે, લાચાર તે પરવશ કુમારીકાને લબાડ લીગરની આજ્ઞા ઉઠાવવા શીવાય છુટકોજ નહિ હતો, તે આમ મધરાતે તેણીને એકલો કાં મોકલતો હશે તે બાબતમાં તેણીનું નિર્દોશ મગજ કંઈપણ કરી શકયું નહિ, તેણી લાચારીએ પોતાનો સાદો પોષાક પહેરી તે ચીઠી લઈ માણસ સાથે ડેલહીમને ઘેર જવા નીકળી, શું ડેલહીમ અત્યારે રાતના બાર વાગે જાગતો હશે!

આ સ્વાલ કરતાં પહેલાં વાંચનાર, ચાલો આપણે ડેલહીમના ઘરની અગાઉથી જઈ મુલાકાત લઇએ. ડેલહીમનું ઘર એક એકાંત લતાપર આવેલું હતું. જો આ ઘરની સાથે ડેલહીમની કારકીર્દીની ટુંક ઓળખ લેવા બેસીયે તો વાતનો સાર એટલોજ નીકળે કે, આ ડેલહીમ સહેબ, જવાનીમાંજ કરમાતા પુષ્પ જેવા ફીક્કા બેસી ગયેલા ગાલ, અને સ્ત્રી સેવનથી નબળા થયેલાં અવયવોવાળા હતા, કેમકે બાપ કમાઇના પઇસાનો સદઉપયોગ કરવા તેમણે એક એક દુનીયાના ખુશામતીયાને સર્વ ગુણ સંપન્ન મીત્રોને ચુંટી કાઢી પોતાની કલબમાં જોડયા હતા, ને એ મીત્રોએજ ડેહીમ સાહેબને હલકે રસ્તે ઉતારી પઈસાની ખુવારી પણ કરાવી આપી હતી.

આ ઉપરથીજ તમે ડેલહીમ સાહેબ, અને તેના દોસ્તોની જીંદગીનો આગળનો ઇતિહાસ કલ્પી લીધો હશે, ને તેથી અત્રે તે હવસી ટોળાનું કાળું ચીત્ર વધારે ન દોરતાં આપણે આપણી વાર્તામાં આગળ વધશુ.

વાંચનાર, તમને ખબર તો હશે, કે હલકા હવસના પુજારીઓને રાતના નિદ્રા દેવી પોતાના પાસામાં નથી લેતી, તો પછી મધરાત થઇ છતાં ડેલહીમને નિદ્રા તો કયાંથી હોય? તે વિકારી જવાંન પોતાના ઠોગીયા મીત્રો સાથે ટોલટપ્પા કરતો કોઈની રાહ જોતો હોય, તેમ ઘડી ઘડી દરવાજાની તરફ નજર કરતો હતો.

તેને આમ વિહ્વળ બનેલો જોઇ એક દોસ્તે ટકોરમાં કહ્યું, "મી ડેલહીમ ખરેખર, આજે તે સુંદર ગુલાબને સુંઘવાનું તમારા નસીબમાં સરજાએલું નથી લાગતું"

"અરે, એમ કેમ બને, તે મધુરી મુર્તિ હવે આવવીજ જોઇએ જો આ સાંજે આવેલી ચીઠીમાં આપણો તીવ્ર લીગર (લોખંડી પંજાવાળો) ચોખ્ખું જણાવે છે કે "તેણીને હું મધરાતે તમારી મુલાકાતે મોકલાશ" એક ચીઠી કાઢી દેખાડતાં ડેલહીમે કહ્યું. ને ખરેજ અમારે પણ દીલગીરીપૂર્વક જણાવવું પડે છે કે એ ડેલહીમ પાસેની ચીઠી પહેલા પ્રકરણની શરૂઆતમાંજ લુચ્ચા લીગર તરફથી જે મોકલવામાં આવી હતી, તેજ ચીઠી હતી, ને તેમાં ચોકસ ડેલહીમ ઉપર લખાયેલું હતું કે "અરધી રાત્રે એક નવજોબન વીઝીટર તમારી મુલાકાતે આવશે, જે તમારા ટેસ્ટને યોગ્યજ થઇ પડશે.

આ માર્મિક છતાં હવસી હેવાનીયત કામનો કાળો પડદો ખોલતી ચીઠી વાંચ્યા પછી ખુશાલીમાંજ આ વિકારના પુતળાએ (ડેલહીમે) આટલી રાત્રી પસાર કરી હતી, ને તે દર પળે એક ખુબસુરત છોકરીને જોવા આતુર હતો, એટલામાં તેના બહારના પહેરીગરે આવી એક ચીઠી ડેલહીમના હાથમાં આપતાં જણાવ્યું કે "એક ખુબસુરત છોકરી આ ચીઠી લઇ આવેલી છે, ને બહાર ઉભેલી છે"

આ ખબર સાંભળતાં તો તે હવસના પુજારી જમીનપર એક ફુટ ઉંચે ખુશાલીમાં આવી કુદયો, ને પોતાના તે ખુશામતીયા હલાલીયા મીત્રોને બાજુના ઓરડામાં

પકેલી લઇ તેનો દરવાજો અટકાવી પછી પોતાના પહેરીગરને કહ્યું કે "જા જલદી તે છોકરીને અંદર મોકલ"

પહેરીગર બહાર ગયો ને તેની બીજીજ પળે એક શરમાળ ને ભયભીત ખુબસુરત ચહેરાવાળી કુમારિકા અંદર ધીમે પગલે દાખલ થઈ, કે જેણીને શયતાનના હાથમાં સપડાયેલી મારગેરી તરીકે ઓળખતાં અમારા વાંચનારને વખત લાગશેજ નહિ.

"હા, તે મારગેરીજ હતી કે જેણીને બદમાશ લીગરે ચીઠી આપી ડેલહીમ પાસે મોકલી હતી, આ ચીઠીમાં ડેલહીમને લીગરે સ્પષ્ટ જણાવ્યું હતું કે, "આ તમોને આપેલા કોલ મુજબ મ્હેં એક ફાંકડી ભેટ મોકલીછ જેનો ઉપભોગ લેવા સ્વીકાર કરશો."

અરેરે, એક નીર્દોષ, પાણીથી પણ વધુ પવીત્ર અંતઃકરણવાળી અબળ બાળાના આ હાલ ! શું ત્યારે નક્કી આ નિષ્કલંક બાળા દુષ્ટ ડેલહીમના ફંદામાં ફસાઈ આ મધરાતે કલંકીતને પતીત થશે ?

હાજ તો, તે બંધ ઓરડામાં તેણીના પતીવ્રતની રક્ષા કરનાર, તેણીને સ્હાય દેનાર, અત્યારે કોણ છે ? નહીજ, કોઈ નહી, ને તેથીજ એ એકાંતમા ઇંદ્રની અપ્સરાને બે ઘડી શરમાવે તેવી સ્વરૂપવંતી સુંદરઅંગી બાળાને પોતાની સ્હામે ઉભેલી જોઈ આ અસ્થીર મનવાળો યુવક ડેલહીમ પાણી પાણી થઈ ગયો, કંઇક મગજની ડાગળી ચસકી ગઇ હોય તેમ ગાંડુ ગાંડુ બોલતો લ્હેરમાં આવિ શરાબ દેવની મહેરબાનીથી ગમ્મતમાં આવી—

" આઇયેરે અલબેલી મુરતીયાં.
" લુભાઈયેરે ગોરી ગોરી સુરતીયાં.

આમ ઢંગધડા વગર લલકારતો તેણીના ચંપાની કળિ માફક ખીલેલા દેહ કુસુમને સુંઘવા, પોતાના બાહુ પાશમાં દાબવા દોડયો. પણ એકાએક આ હુમલાથી ગભરાયેલી મારગેરી સાવચેત થઇ બે ડગલાં પાછળ ખસી ગઈ, ને જેમ મચ્છીમારે નાંખેલી જાળ ખાલી જાય, તેમ દુષ્ટ ડેલહીમના ફેલાવેલા બે હાથનો પ્રયત્ન નીષ્ફળ થયો.

"અરે મીં૦ ડેલહીમ, તમે આ શું કરો છો એ સમજોછ કે ?" ગભરાયેલી છતાં જરા હીંમત લાવી મારગેરી બોલી.

" હી, હી, હી, હી, અરે વાહરે, તારો મીઠો મધુરો મોહક અવાજ, વાહ ખુદાએ પણ શું કમાલ કરી છે, કે બધો ખુબસુરતી ને મીઠાશનો ખજાનો તું ભુલ ભુલમાજ મુકી દીધો છે," ફલટો મારગેરીના અવાજની તારીફ કરતો તે હુસબી હયવાન હસ્યો, ને મારગેરીનું બોલવું જાણે પોતે સમજયોજ ન હોય, તેમ ફરી ઉન્મત બની દોડીને મારગેરીને પકડી.

ચિતાની છલંગમાંથી રંક હરણી કયાંથી છટકી શકે ? તેમજ આ વિષયવાસનાથી નિર્બળ થયેલો છતાં એક જવાંન પુરૂષ તેના હાથમાંથી તે એકાંત ઓરડામાં મધુરી મારગેરી પણ કયાંથી છટકી શકે ? નહિજ, ને અંતે તે વિકારી પુરૂષે બળાત્કારે તે અજ્ઞાત યૌવનાને પોતાની બાથમાં લઈ તેણીના નિષ્કલંકિત અધર (હોઠો) પર ચુંબન લીધું.

જેમ ઘીની આહુતિ આપતાં અગ્નિનો ભડકો થાય, તેમજ આ મલિન પુરૂ-

મનું મુખ પોતાના પવિત્ર હોઠને અડતાં નિર્મળ મારગેરીના અંતઃકરણમાં ક્રોધાગ્નિનો ભડકો થયો, ને તે ભડકાએ તેણીના જોરમાં વધારો કર્યો, તેણી એક જબરો આંચકો મારી ડેલહીમથી છુટી થઈ, આ વખતે તે કુમારીકાની આંખમાં પવિત્રતાઈનું તેજ પ્રકાશી નીકળ્યું, ને જાણે રાક્ષસની સામે દેવીનો કોપ થયો હોય તેમ તેણી તે તેજસ્વી આંખે વિષયના રાક્ષસ ડેલહીમને નિહાળી રહી, તેણીના અંગમાં છુટેલી ધ્રુજથી વીખરાયેલી મથાના વાળો, ને અવ્યવસ્થિત થયેલાં કપડાં વચ્ચે ઉત્પતિ કાતીયે ઉભેલા તે પવિત્રતાઈની સાક્ષાત પ્રતીમ—પુતળી—મારગેરીને જોતાં આ વિષયનો, ઉપાસક હવસનો ભક્ત પણ એ ઘડી વાર કંપ્યો, ને ફરીવાર હુમલો કરવા હીંમત ન કરી શકયો, પણ તે એકજ પળ બાજી પળે તો તેણે મારગેરીને ચુપ ઉભેલી જોઇ તે માશુક ખાલી મજાહ કરે છે એમ સમજી નાગણી સામે જેમ દેડકો રમત કરવા જાય, તેમ વીલાસ કરવા આ લ્હેરીલાલ ડેલહીમ ચાલ્યા—"અરે ડીયર વ્હાલી આમ આવ, હવે નાં સતાવ, બળતાં જીગરને છાતીયે લગાવ," એવું એવું કઇ બકતો નફટ બની ફરી તેણે મારગેરીનો હાથ પકડયો, પણ તેજ વખતે—જાણે આકાશવાણી થતી હોય, જાણે દુનિયાના ધર્મની યાદ આપતે હોય, હવસને અટકાવવા મોતને સ્મરણ શકતીનાં ખડું કરતે હોય તેવો એક ધીમો પણ મધુર શાન્તિવાળો છતાં સ્પષ્ટ અવાજ સંભળાયો—

"ઉમ્ર દે, રામ પે ક્યું ભુલતા હય અય જવાં,
"દેખ લેના એક દિન તુભી ફના હો જાયગા,

આ અવાજે દુષ્ટ ડેલહીમ રહેજવાર ચમકયો, પણ કમળના પાત્રા પર પાણી કેટલીવાર ટકે? તેટલીજવાર એ ડેલહીમના દીલનો ઉછળતો વેગ અટકયો તે પણ આ શબ્દ, આ અવાજ કયાંથી આવ્યો? એ જાણવાજ બાકી તેનો કંઈ અર્થ આ વીષય રંગી જવાન સમજયો હોય, એવું જણાયું ન્હોતું, ને તેથી તે પગાવારની ચુકીદીમા રહેનાર તે વિષયના પહેલવાને પારસની પુતળી જેવી પવીત્ર કુમારિકા મારગેરી પર હુમલો કર્યો ને તેણીને આલીંગન આપવા—દેવા યત્ન કર્યો ને તેથી તે શ્રીમંતનું સંતાન છતાં ગરીબ બહનારોના ઘરમાં ઉછરેલી તોપણ પવિત્ર બાળા મારગેરીના મુખથી, એક ભયની ચીચીયારી નીકળી ગઈ.

જેમ આકાશમાં ગર્જના થતાંજ થોડીવારમાં મેઘરાજાના દર્શન થાય છે તેમજ આ અબળ બાળા મારગેરીના તીણી ચીચીયારીરૂપી ગર્જનાથી જાણે આકાશમાંથી મેઘરાજા મનુષ્ય થઇ ઉતરી આવ્યા હોય, એમ એક કાળો આકાર કોણ જાણે કેવી રીતે તે ઘરમાં એકાએક આવી ઉભો.

મેઘન જેવીજ તે શામ મુર્તી હતે, તે આવનારો—કહો કે તે દેવે, કાળા ઝબ્ભાથીજ સજ્જ થઇ મેહાના અરધા ભાગને કાળા પડદાથી છુપાવ્યો હતો, તના હ મા ભયંકર ગાળી ાળી નાની પાસતે ર હતાં, તે એના શણગાર અલંકાર હતો.

તે વિચિત્ર મુખવાળા આકારે જાણે જન્મતાંની સાથે હસવાનો નિયમ લીધો હોય તેમ સફેદ મોતી જેવા દાંતની હારો તે લાલ હોઠો વચ્ચે દેખાઇ હસમુખપન માન કરાવતો હતો, ખરેખર આવા વિકટને વિપત્તિવાળા પ્રસંગે હસતાં હસતાં પોતે લઈ આ હસી દયાન ડેલહીમની સામે ઉભા રહેતા તે ભેદી પુરૂષન કંઇક મોજ આવતી હોય, તેમ તેના હાલચાલપરથી જણાતું હતું.

ડેલહીમ તેને જોતાંજ જેમ નોળીયાને જોઈ સર્પ દેડકાંને છોડી દરમાં ન્હાસે

તેમજ મારગેરીને મુકી, આ બાયલો જે ઓરડામાં પોતાના દોસ્તો હતા, તે ઓરડાના બારણા તરફ પછલે પગે ચાલવા લાગ્યો.

પણ જાણે આ બુરખાવાળો અકાર તેની હીલચાલ જાણી ગયો હોય, તેમ એક ભવિષ્યવેતાની માફક ડેલહીમ તે દરવાજા નજદીક પહોંચે એ અગાઉ તો આ (બુરખાવાળો) બહાદુર ચાલાકીથી ત્યાં જઈ પહોંચ્યો, ને આ બાજુની કડી લગાવી દરવાજો બંધ કર્યો.

આથી ડેલહીમ ઉશકેરાઈ ગયે, ને તેણે આ બુરખાવાળાપર બળ અજમાવી દરવાજો ખોલવા હલ્લો કર્યો, પણ જેમ સીંહની સામે શીયાળવાની કોશેશ નકામી થઈ, ને બીલાડો જેમ ઉંદરને પકડે તેવીજ રિતે બુરખાવાળાએ ડેલહીમને ગરદનમાંથી પકડી જમીનપર પછાડયો.

ડેલહિમે હવે ભયંકર બુમ પાડી ને બને તો બુરખાવાળાને મહાત કરવા જોર અજમાવ્યું, પણ દેખાવમાંજ બ્રહ્મચારી જેવા લાગતા બળવાન બુરખાવાળા પાસે આ વિષયનું પુતળું શું કરી શકે? તેને નીચે નાંખી ઉપર આ હસતો બુરખાવાળો ચઢી બેઠો એટલામાં તેની બુમ સાંભળી મદદે દોડેલા તેના મીત્રોની બુમો સંભળાવા લાગી. તેઓ બારણું તોડવા કોશેશ કરતા હતા, ને તેથી હવે વધારે અહીં રહેવું સલામત નહિ ધારી આ ભેદી બુરખાવાળો જમીન સાથે ડેલહીમનું માથું અફાળી, તે પંપાળતો રહે એટલામા તો અજબ યુક્તિથી દીવાલ તોડી, જવાન મારગેરીને લઇ તે બહાર ઉભેલી મોટરમાં બેસી પણ ગયો.

હવે ડેલહીમના મીત્રો એક જબરિ કોશેશ પછી દરવાજો તોડી અંદર દોડી આવ્યા, ને તેઓએ આ બુરખાવાળાને ન્હાસતાં જોયો, સઘળા પાછળ પડયા, પણ આ હવાના પતંગ પેઠે ઉડતી મોટરમાં,—દોડતી મોટરમાં તે રાતના અંધારામાં બુરખાવાળો કયાં અદ્રષ્ય થઇ ગયો, તે તો અંધારામાંજ રહ્યું.

---

## પ્રકરણ ૩ જું.

## બાપ બેટીનો મેળાપ.

પ્રિય વાંચનાર, ચાલ હવે તને આ નજદીકના મહેલમાં લઇ જાઉં, જરા ધ્યાનથી જોજે આ મહેલના વસનારની સાથે આપણે ઘણું લાગતુંવળગતું છે ને તેથી તેને ઓળખી રાખવાની મ્હારી અને મ્હારી ફરજ છે.

જો, આ એક હિમાલયના શિખર જેવા શ્વેત ઘુમટથી ઘેરાયેલા ને ઇજીપ્તની બાંધણીપર બાંધેલા સુંદર મહેલની અંદર નજર કર, જો બહારના ઓફીસના ઓરડામાં હાથમાં કેમેરા લઇ ખુરશીપર બેઠેલો જવાન, કે જેની એક ન્હાના બાળકના જેવી હીલચાલ ખરેખર આપણા મનને હસાવે છે.

તે જવન! કે જેનું નામ મી૦ ડેવીડ મેનલી હતું, અને જે આ મહેલના કરોડાધીપતી માલેક મી૦ ગોલ્ડનનો સેક્રેટરી હતો, તે અત્યારે એક ફક્કડ સ્હેલાણીની માફક નચીંત બની ટેબલપર લાંબા પગ કરી બેઠો છે

હં, પણ તમે આ મહેલના માલેક ગોલ્ડનનું નામ સાંભળી ચમકો છો કાં? હા, આ તેજ ગોલ્ડન છે કે, જેને વીશે આપણે પેલા લોખંડીહસ્ત લીગરને મોઢેથી હકીકત સાંભળી ગયા છીયે, તેજ ગોલ્ડનજ આ મહેલનો માલેક છે, ખાનદાન ને

બેટની મોટી જાગીરનો કરોડાધીપતી માલેક સર ગોલ્ડન, હાલમાં એક જવાન મે જીલા સેક્રેટરી મી૦ ડેવીડ મેનવી સાથ આ બાદશાહી મહેલમાં એકલોજ વસ્તો હતો. આપણે જાણી ગયા છીયે, તેમ તેણે પોતાની સ્ત્રીને બેવફા કહી હાંકી કાઢયા પછી, ને લુચ્ચા લીગરના કીનામાં ન્હાની મારગેરી ગુમ થયા પછી, તે પોતાની ઉદાસી ને અકારી જીંદગી એકલોજ ગાળતો હતો, પણ જયારથી આ જવાન સેક્રેટરી ડેવીડ તેની ચાકરીમાં જોડાયો હતો ત્યારથી તે મોજીલા સેક્રેટરીની રમુજથી તેના દીવસ કંઈક આનંદમાં જતો હતો.

આપણે ઉપર જોઈ ગયા તેમ આ લ્હેરી સેક્રેટરી સ્હવારની ખુશનુમા હવાની જાણે મજાહ લેતો હોય, તેમ કેમેરાને ટેબલપર મુકી પગને પણ ટેબલપર ગોઠવી આંખો બંધ કરી નવલશા હીરજીની માફક ખુરશીપર પીઠનું સમદું વજન દઈ સમાધીસ્થ થયો, એટલામાં અંદરના ખાનગી ઓરડાનું બારણું ખુલ્યું ને તેનો વયોવૃદ્ધ શેઠ સર ગોલ્ડન ધીમે પગલે ત્યાં દાખલ થયો.

" છોકરા, છોકરા, ડેવીડ, ડેવીડ, કહી તે ભલા શેઠે હેતથી તે સમાધિસ્થ સેક્રેટરી સાહેબને બુમ પાડી, પણ બોલે એજ બેટા, આ લાડકા સેક્રેટરી સાહેબ બોલેજ શાના !

ગમ્મતમાંજ લોર્ડ ગોલ્ડને તે જવાન સેક્રેટરીનો કાન પકડયો, ને ત્યારેજ જાણે મહાન ઉંઘમાંથી જાગતો હોય તેમ એક પળવાર પહેલાં શરૂ કરેલી નીદ્રામાંથી આ સેક્રેટરી જાગી ઉઠયા.

" કેમ જવાન દોસ્ત, શું ખબર છે ?" ઉભો થઇ આંખો ચોળતા સેક્રેટરીને તે મમતાળુ શેઠે પુછયું.

" અરે બીજા તે વળી શું ખબર હોય, આ જુઓને તમારા ઓરડાનો બેલ (ઘંટ) વગાડી વગાડી મારો અંગુઠો સુજી આવ્યો. ને પુછો છો કે શું ખબર, તે ભલા સેક્રેટરીએ વાયરલેસ ટેલીગ્રામ સંભળાવ્યો.

" અરે બેટા ડેવીડ, તું પણ જબરો છે હું કે,–ખરેખર આ તારી રમુજી પ્રકૃતિથીજ હું કઈક આ દુનીયામાં રસ લેતો થયો છઉં. બેટા, હું તને અથાગ ચાહું છું ને મ્હારા દીલથી તે વીલથી આ મ્હારી લાખોની દોલતનો તને એકલો માલેક બનાવું છુ" લોર્ડ તે જવાન સેક્રેટરીને પોતાના દતક દીકરા તરીકે માની માથું પસવારતાં કહયું.

પણ તેજ પળે. " આગ મુકો, તમારી એ લાખોની દોલતને એ તમારી સડેલી દોલત મ્હને નહિ જોઇએ, " એમ કહેતાંજ આ વીચિત્ર ડેવીડ સાહેબ છેડાઇ પડયાં.

છોકરાં તુ શ્યા આધારે મ્હારી દોલત સડેલી કહે છે ?" જરા કંટાળાથી ગુસ્સો કરી લોર્ડ ગોલ્ડન બોલ્યા.

" અરે આ ચીઠીજ તમારા સડેલા પૈસાની સાક્ષી આપે છે. જુઓ એમાં આ કોઈ બદમાશ શું લખે છે ?" એમ કહી આગલે દીવસ કોઈ ભેદભરી રીતે ઓફીસમાં નાંખી ગયેલ ચીઠીપર સેક્રેટરીએ પોતાના લોર્ડ શેઠ ગોલ્ડનનું ધ્યાન ખેંચ્યું, કે જે ચીઠીમાં ગોલ્ડનપર લખ્યું હતું કે—:

" જો તમે મારી માગણીનો સ્વીકાર નહિ કરો, તો તમારો જાન લેવામાં આવશે."

આ ચીઠી વાંચી લોર્ડ ગોલ્ડન ઉલ્ટો વધુજ છેડાયો ને પોતાની જીભને

વળગી રહી બોલ્યો " પણ તેથી મારી દોલતનો તેને વારસ કરતાં તને કોણ મારી નાંખનાર છે ?"

" અરે, પણ એ તમારી દોલત મને નહિ જોઇએ, હું તો ચાલ્યો મ્હારે મ્હારી નોકરીજ નથી કરવી." એક બાળકની માફક તે નાનો સેક્રેટરી રીસાય ટોપી પહેરી ચાલી નીકળ્યો.

" છોકરા ! છોકરા ! બેટા, તું જા નહિ, ચાલરે, હવે આપણે એ દોલતની વાત નહિ કરીયે" કહી શાંન્ત ચીત્તે સ્નેહથી તે નિર્દોષ જવાન સેક્રેટરીનો હાથ ઝાલી ગોલ્ડને ફરી ખુરશી ઉપર બેસાડયો.

" હે બચ્ચા મ્હારી સાથ નાસ્તો કરવા આવ " તે બેઠા પછી ગોલ્ડને માયાથી કહયું.

" નહિ મ્હને આજે ભુખ નથી લાગી, જાઓ તમેજ નાસ્તો કરી આવો"ને લોર્ડ હવે આ મોજીલા જવાનને વધુ ફરજ નહિ પાડતાં પોતે નાસ્તો કરવા ગયો.

થોડી વાર નાસ્તો કરી તે લોર્ડ પોતાના ખાનગી ઓરડામાં આવ્યો તો અહા ! તેનું શું આશ્ચર્ય ! જાણે આકાશમાંથી કોઇ પરી આવી તેની રાહ જોતી હોય, એમ એક પરી જેવી ખુબસુરત મુર્તિ ખુરશીપર બેઠી પણ તેની આંખે પાટા બાંધ્યા હતા, ને તેના હાથમાં એક પત્રીકા પકડેલી હતી, જેમાં લખેલું હતું કે—

" આ ચીઠી લાવનારને મ્હેં લુચ્ચા લીગરના પંજામાંથી છોડાવેલા છે, તમારા રૂપીયા વડે તેની સંભાળ લ્યો, વિગેરે,—"

લખનાર—હસ્તો બુરખો.

અને આજે ખરેજ આ ઉપરથી સમજી શકાય છે કે તે આંખે પાટા બાંધી ચીઠી લઈ તે બેઠેલી પેલા ભેદી બુરખાવાળાને હાથે લીગર અને વિષયાં ડેલહી મના હુમલામાંથી બચેલી બળા મારગેરીજ હતી કે જે આપણે જાણીએ તેમ આ તાલેવંત ગોલ્ડનની પુત્રીજ હતી, છતાં આ અભાગીયો પીતા તેણીના આંખના પાટા છોડી આશ્ચર્યપુર્વક જોઇને પણ ઓળખી શકયો નહિ.

એટલામાં લુચ્ચા લીગર તરફથી એક ચીઠી ઘરમાં આવી પડી જેમાં જણાવ્યું હતું કે " તમારા કબજામાં છે તે તમારિ દીકરી કરી છે તે અમારે હવાલે કરો નહિ તો નુકશાન થશે," પણ આ ચીઠી વાંચી ભય પામવાને બદલે ઉલટું ખુશાલીથી ગોલ્ડને તેણીને પુછયું " દીકરી તારૂં નામ શું ?"

" મ્હારૂ નામ મારગેરી, ફાધર," તે મધુર કંઠમાંથી જવાબ નીકળ્યો.

આ જવાબ હજુ તેણીના મુખમાંથી નીકળે એટલામાં તો મારગેરીનો બાલ્યાવસ્થાનો ટેબલપર પડેલો ફોટો સેક્રેટરી ડેવીડે ઉંચકી લીધો, ને તે નાના ફોટાને સ્હામે ઉભેલી જવાન મારગેરી સાથ સરખાવ્યો તો મોઢાનો ચહેરો તો જવાનીને લીધે બરાબર સ્પષ્ટ મળતો ન આવ્યો પણ તેણીના હાથપર એક કાળા તલ (ડાઘ)ની નિશાની બરાબર મળતી આવી ને તેથી પોતાની વ્હાલી ને ન્હાની મારગેરી છે એ વાત સીદ્ધ થતાં તે દુખીઓ બાપ આવ બેટી મ્હને ભેટ " કહી ભેટી પડયો અને રમુજી સેક્રેટરી ડેવીડની ખુશાલીનો પાર રહયો નહિ, બાપને બેટીની ઓળખાણ કરાવતો, ક્ષણમાં કામ કરતો એક નાના બાળકની માફક વચે નાચવા લાગ્યો.

ખરેખર એ એક આનંદજનક ચિત્ર ખુશાલીના આંસુ વચ્ચુ ક્વીન સાનેવામાં જોવા માટે અમે અત્રે વધુ સ્પષ્ટ નહિ કરતાં આ પ્રકરણ અહિંજ પુરૂં કરીએ છીયે.

## પ્રકરણ ૪ થું.

### વીજળીની આગ.

તે એક વખતનું સુમસામ ને ઉદાસીની પ્રતીમા રૂપ ઘર આજે હસ્તું રમતું થયું લાગે છે. આનંદ અને આબાદી, શોભા, અને ખુશાલી, જે વરસો થયાં આ ઘરમાંથી દેશનીકાલ થયાં હતાં તે એક મારગેરીના આવવાથી સઘળાં સાથેજ આવ્યા હતાં.

આજે સ્હવારથી ઉઠતાંની સાથેજ સર ગોલ્ડન ઘણા વર્ષે મળેલી પોતાની માનીતી પુત્રી મારગેરીને લઇ દુઃખસુખની વાર્તા કરતાં, વચ્ચે વચ્ચે ન્હેરી સેક્રેટરી ડેવીડના તુકકા સાંભળતાં દીવાનખાનામાં બેઠા હતા.

જો કે રાત્રેજ અરસ્પરસનાં અશ્રુઓ વહ્યાં હતાં, સ્નેહના ઉભકાની આપ લે થઇ હતી, કંઇ કંઇ ખુલાસા થયા હતા, દુઃખમાં વિછેરેલી પુત્રીને માટે દીલ બાળતાં તે તાલેવંત બાપે બેટીને હૃદયે ચાંપી હતી, બેટીયે પણ દુઃખી બાપને દીલસો દીધો હતો, છતાં હજુ ઘણા યુગની વાતો કરવી બાકી હોય, તેમજ સ્હવારમાં ઉઠતાની સાથે તેઓ વાતે વળગ્યાં હતાં.

હજુ તેઓના ખુલાસા કેટલીક વાતે બાકી હતા, એટલામાં સર ગોલ્ડનના મીત્રો, અને ભાડુતોમાંના ત્રણ ગૃહસ્થો ત્યાં ગભરાયેલા ચહેરે દાખલ થયા, ને તેઓને જોતાં "કેમ, કેમ, શું છે" કહી સર ગોલ્ડન તેઓના ગભરાટનું કારણ પુછયું, જવાબમાં તે સઘળાઓએ રાત્રે ભયંકર રીતે પોતાને મળેલી ભેદી ચીઠીયો રજુ કરી જેમાં જણાવેલું હતું કે "ગોલ્ડનને લીધે તમારે પણ સહન કરવું પડશે, કેમકે તમો ગોલ્ડનના મીત્રો છો."

વળી બીજી ચીઠીમાં તો ગોલ્ડનપરજ લખવામાં આવ્યું હતું કે-" મી૦ ગોલ્ડન, જો મારી માંગણી હવે જલ્દી પુરી પાડવામાં નહિ આવે તો તારાં ભાડુતોનાં રહેઠાણોને તારાં કારખાનાઓ સવારના ૬ વાગતા ભયંકર રીતે આગના મુખમાં સપડશે."

આવી જાતની ભડકાવનારી ચીઠીયો વાંચતાં; ને તે મીત્રો તેમજ ભાડુતનો ગભરાટ જોતાં એકાએક આ ચાલતી ખુશાલીમાં-રંગમાં-ભંગ થયો, ને શું હવે કરવું ? એ વિચાર ગંભીર મુખમુદ્રાથી સર ગોલ્ડન કરે એટલામાં તો જાણે જવાળામુખી પહાડ ફાટયો હોય, તેમ નજદીકની ભાડે આપેલી ગોલ્ડનની મીલકતપર ભયંકર આગના ભડકા દેખાવા લાગ્યા.

(પછીનું શબેતા મુજબ "ક્વીન વિકટોરીઆમાં" જુઓ.

## પ્રકરણ ૫મું.

આથમતા સુર્યના ઝાંખાં છતાં સોનેરી રંગના કીર્ણો તે લાયબ્રેરીના ઓરડામાં પોતાનો પ્રકાશ ફેંકતાં હતાં, અને સર ગોલ્ડન લાયબ્રેરીનાં ઓરડાની ઇઝીચેર પર પડયા હતા, એટલામાં લાયબ્રેરીની બહાર એક કાળો બુરખાવાળો આકાર હીલચાલ કરતો જણુયો, ને સર ગોલ્ડન ચમકી ઉઠયા. ટેબલપરથી દુરબીન લઈ સર ગોલ્ડને જોતાં ધાસ્તી ભરી આંખે કાળા બુરખામાં છુપાયેલો એક ઓરતનો ચહેરો જણાતો હતો તેણીની હીલચાલ ભેદભરી ને અજાણ્યાને વ્હેમી બનાવવાને પુરતી હતી.

ગોલ્ડને થોડીક મીનીટો તો એ બધું જોયા કર્યું, પણ પછી ધીરજ ન રહેવાથી આ ભેદી સ્ત્રી કોણ છે, એ જાણી લેવા તેણે પોતાના સેક્રેટરી ડેવીડને બેલ વગાડી લાયબ્રેરીના ઓરડામાં બોલાવ્યો, ને કહેવાની જરૂર નથી કે પોતાની હમેશની હસાવનારી એકટીંગ સાથ સેક્રટરી ડેવીડ સાહેબ હાથમાં પેનસીલને બદલે એક નાની પીસ્તોલ ઉછાળતા ઉછાળતા અંદર દાખલ થયા.

ગોલ્ડને પોતાના આ માનીતા સેક્રેટરીનું ધ્યાન પેલી ભેદી ઓરતના આકાર તરફ ખેંચ્યું, ને તુરત સેક્રેટરી જાણે જરાસનનો કીલ્લો જીતવા જતા હોય. તેમ કોટની બાંય ચડાવી પીસ્તોલની ચાંપપર આંગળાં મુકી આગળ વધ્યા, કે જેને પોતાની તરફ આવતો જોઇ તે ભેદી સ્ત્રી નાઠી.

તે બુરખાવાળી સ્ત્રીને ન્હાસતી જોઇને તો ડેવીડ સાહેબના અંગમાં ઠમલ કૌવત આવ્યું, ને મદારી જેમ ન્હાસી જતી કાળી નાગણને પાછળ દોડી પકડી લે તેવી રીતે પીસ્તોલની અણીપર તેણીને પાછળ પડી પકડી ગોલ્ડન પાસે હાજર કરી.

"બોલ બદમાશ ઓરત, તું કોણ છે અને અહીં કેમ ભટકે છે ? સર ગોલ્ડને ગુસ્સાથી પુછયું.

"હું કોણ છઉં, તે તમે નથી જાણી શકતા !" એમ કહી તે ઓરતેને પોતાનો કાળો બુરખો ઉંચો કર્યો, ને અંદરથી જેમ કાળા વાદળાંની અંદરથી વીજ ચમકી રહે. તેમ તેણીનો ઉજળો ચહેરો ચમકી રહયો, કે જે ચહેરાપર વળી ગયેલી કરચલીયો વૃદ્ધાવસ્થાની સ્વારી આવી પહોંચવાની સાક્ષી પુરતાં હતાં, છતાં જોનારને એકંદર ચહેરો જોયા પછી માનવું પડતું હતું, કે તેણી જવાનીમાં ઘણીજ ખુબસુરત ને મગરૂર હોવી જોઇએ.

પણ અરેરે, અત્યારે તો આ જવાનીની ખુબસુરતી ને મગરૂરીના—

"દાવાથા જીનગુરૂરંકા, કલ અપને લોગોંમુકા.

"પીલેસબાને મારી, શબનમને મુપેથુંકા"

એના જેવી હાલત થઈ હતી, છતાં સર ગોલ્ડન તે પ્રોઢ થયેલા ઓરતને પારખી ગયો ને થોડી એક કદમ પાછળ હટયો.

"શું. તું, તેજ બેવફા છે, કે જેણીએ મારા સુખી સંસારનું સત્યાનાશ વાળી કપટ લીગરને પોતાનું દીલ દીધું હતું ? બોલ, બોલ તેજ તું છે કે ? બેવફા અહિં કેમ આવી ?"

"ઈન્સાફ, ઈન્સાફ, મ્હારા વ્હાલા ગોલ્ડન ખુદાને ખાતર મ્હારૂં સાંભળી મ્હને ઈન્સાફ આપો હા, હું તેજ કે જેણીને તમે બેવફા માનો છો, તેજ તમારી કમનસીબ ઓરત છઉં, પણ હું ખુદાના કસમ ખાઇ કહુ છું કે હું પવિત્ર ને–"

"બસ, બસ ચુપ કર તારી લવારી, ઓ જારી (વ્યભિચારી) જાણનારી, બેવફા નારી, જા ત્હારા માટે મ્હારા દીલમાં ઈન્સાફ નથી, દયા નથી, જગ્યા નથી," સર ગોલ્ડને ચીરડાઈ કહ્યું ને તે ખરેખર તેની લાંબા વખતથી તજાયેલીને આટલા વરસે ઓક્સ જરૂરીયાતથી પતિનો આશરો શોધતી આવેલી ધણીયાણી (મીસીસ ગોલ્ડન) આ સાંભળી નિરાશ થઈ ને આજીજી કરતી વ્હાલાના પગપર પડી બોલી "વારૂ, મ્હારે ખાતર નહિ, પણ આપણી મારગેરીને બચાવવા ખાતર તો થોડા પૈસાની મદદ કરો"

"શું મારગેરી કયાં છે ? તે તું જાણે છે" સર ગોલ્ડને ફરી ગુમ થયેલી પુત્રીનું નામ સાંભળતાં પુછયું.

"હા, તમે મ્હને બેવફા માની હાંકી કાઢયા પછી પેટનું પુરૂ કરવા મ્હેં વોશીંગ્ટન ખાતે એક હોટેલ ખોલ્યું છે જ્યાં એક દીવસ શયતાન લીગરને તેના જોડીદારો અકસ્માત આવેલા. તેઓની વાતચીત મેં છુપાઈ સાંભળી હોવાથી હું બધી વાત સમજી શકી ને તેથી મારી તે વ્હાલી મારગેરીને મેળવવા મ્હેં જાહેર થઈ તે લુચ્ચા પાસે માંગણી કરી પણ મને તુચ્છકારી તે ત્યાંથી ચાલી ગયો. એ પછી હું તેની પુઠે લાગી, ને મારગેરીનો પતો મેળવી શકી. બસ આ કરતાં વધુ કંઈપણ ખુલાશો કરવાની જરૂર નહિ હોવાથી હવે એટલુંજ માંગું છુ. કે આ બચ્ચાં ખાતર તમે મને થોડીક ઉધારની મદદ કરો, કે જે પૈસાની મદદથી હું આ હરામી લીગરને પુનઃ પડી વ્હાલી મારગેરીને બંધનમાંથી મુક્ત કરાવી શકું" તે તજાયેલી ધણીયાણીએ પોતાના એક વખતના વ્હાલા ભરથાર ગોલ્ડન આગળ ખુલાસો કર્યો.

પણ આથી તો ગોલ્ડન વધુ છેડાયો.

"શું હજુ તું અને લીગર મળો છો ! એજ સ્વાલે, એજ શંકાયે તે તાલેવંતને ઉશકેરી દીવાનો કરી મેલ્યેતો, ને તેણીની બીજી વાા પર ધ્યાન ન આપતાં કઠણ છાતીના ભરથારે તેણીને ધીક્કારી હડધુત કરિ બહાર કાઢી, પણ તેજ પળે

આપણા સેક્રેટરી ડેવીડ સાહેબ, કે જે આ બધો તમાશો અત્યાર સુધી ચુપચુપ બાજુમાં ઉભા રહી જોતા હતા, તેણે અજબ હીમત કરી, ને ઉશકેરાયેલા ગોલ્ડ-નના ખીસામાંથી પૈસાની પોકેટ ખેંચી કાઢી તેમાંથી નોટોનો એક થોકડો જુદો કરી તે બહાર જઈ રડતી મીસીસ ગોલ્ડનને આપી આવ્યો.

આમ સેક્રેટરી ડેવીડની ચાલાકીને યુક્તિથી તેણીને પૈસા મળતા મેઢ પર પડછો ખુરખો નાખી, ધણીના ફીટકારથી દુઃખી થયેલી તે અબળા ( મીસીસ ગોલ્ડન ) પોતાની વ્હાલી મારગેરીનાં બચાવના સાધન યોજવા તે ઘવાતા જતા શરીરના અંધારામાં મળી ગઈ, પણ તે વખતે તેણીને ખબર નહિ હશે કે તે પનોતી પુત્રી મારગેરીપર અત્યારે જુલ્મ થઈ રહ્યો હતો. તેણી તે લેદી ઘરમાં પોતાના પઢાવેલા પોપટ પાસે ઉભી હતી, એટલામાં તેની દેખરેખ રાખનાર બુઢ્ઢીએ આવી તેણીને ધમકાવી ભઠીયારખાનામાં મોકલી, કેમકે આજે રાતના લીગર અને તેના માનવંતા મીત્ર ડેલહીમ વિગેરેની અત્રે પાર્ટી મળનાર હતી, ને તેથી તેઓનાં ખાણુને માટે તૈયારી કરવાની હતી.

લાચારીએ મારગેરી તે ભઠીયારખાનાના ઓરડામાં આવી ને હજુ પાકલા ખાણાની તપાસ લે, એ પહેલાં તો ભઠીયારખાનાની ચીમનીમાંથી એક ચીઠી આવી તેણીના પગ આગળ પડી જેમાં લખેલું હતું કે 'આજે પીવા માટે દારૂના પીપ આવશે, જેમાંનો દારૂ પીતા લીગર ને તેના જોડીદારો ભયંકર ઉંઘમાં પડશે; તે તકનો લાભ લઈ તે પીપમાંની સ્ત્રોંગ દાબજે, ને પછી તેમાં લખેલ મુજબ કરજે."

લી૦ લાર્કીંગ મારક યને ગેબી મદદગાર

અને ખરેખર તે અજબ યુક્તિ ઉપરથી આ ચીઠી નાંખનાર ગેબી મદદગારજ હતો. તે લેદી માણસે આ ચીઠી મારગેરીપર ફેંકી ત્યાંથા એક પતંગની માફક ઉડયો એમ કહીયે તો બીલકુલ ખોટું નથી કેમકે બીજી પળે તો તે એક દારૂના ગોડાઉનમાં દેખાયો.

આ દારૂનું ગોડાઉન બોનસ-ક.રી હદમાં આવેલું હતું, ને દરિયા કીનારા પરના તે ગોડાઉનમાં અત્યારે બે જાડા શખ્શો કંઈક હીલચાલ કરી રહ્યા હતા. થોડા વખતમાં તે અંધારા ગોડાઉનમાં શું બન્યું, તે તે (દુર્બીન વિક્ટોરીઆના જોનાર સીવાય બીજાને) ખબર ન પડી પણ ગાડી વારે અંદરથી એક બુઢ્ઢા લાંબા ને મોટી ટોપી નીચે દબાવી તૈયાર થયેલે એક શખ્શ દારૂના પીપ સાથે બહાર આવ્યો ને તે પીપને ઉભેલી ગાડીમાં નાંખી તે ચાયનકલો ઉર્ફે વીઆની હુમી સભા તરફ ગાડી દોડાવા ગયો, જે વખતે ગાડી તે પ્રપંચી સભા મહલનાં દ્વાર પાસે આવી પહોંચી તે વખતે અંદરથી દુષ્ટ ફ્રેડમના અવાજ સંભળાયો. તે કુલસી અત્યારે પણ ચાહના પ્યાલા ભરતી હેલેનને ચુંબન આલીંગન આપવા તૈયારી કરતો "બોલો દે, દે, અયે પ્યારી જાન" વિગેરે બકતો હતો, કે સાંભળી જુના બહાર આવી પહોંચેલા ગાડીવાને દાંત કચકચાવ્યા.

## પ્રકરણ છઠું.

તુરત દરવાજો ઠોકવામાં આવ્યો. ને અંદરથી ઉઘડતાં, આ ગાડીવાન ગાડી પરથી દારૂનું પીપ ઉતારી અંદર લઈ ગયો, તે લ્હેરી લલાની સભા શરાબનું પીપ જોઈ હ્હેરમાં આવી જઈ વધુ ધાંધલ કરવા લગ્યા, ને જેમ મરેલા જાનવરના મુડદાની આસપાસ ગીધડાનું ટોળું એકઠું થય, તેમ આ પીપની આસપાસ સઘળા ફરી વળ્યા.

તુરત પ્યાલાઓ ભરવામાં આવ્યા ને શરાબની લેજ્જત લેવી શરૂ થઇ. સાકીનું કામ ખુદ આયર્નકલો, પોતાના હાથથીજ કરતો. એક પછી એક પ્યાલા ભરી સઘળાને આપવા લાગ્યો, પોતે પણ લીધો, ને ખુમારીમાં નાગની માફક ડોલવા લાગ્યો, એટલામાં ડેલહીમ લથડીયાં ખાતો બોલવા લાગ્યો.

"બરફ પીલવાકે કલેજા મેરા ઠંડા કર દે
"આબે અંગુરને તો આગ લગાદી સાકી."

અને ખરેખર તે મુજબ દરેકનાં કલેજા આ શરાબની અસરથી ઝલતાં હોય તેમ જણાયુ, ને એક મીનીટના છઠા ભાગના તો એક પછી એક એમ આયર્નકલો સીગર સાથ સઘળા બેહોશ થઇ જમીન પર ઢળી પડયા, કે તુરત ત્યાં ઉભેલી ને ત્રાસમાંથી છુટેલી મારગેરી સમજી ગઈ. "નક્કી આ મને ચીઠીમાં જણાવ્યા મુજબ ગેબી મદદગારેજ કર્યું છે"

અને તેથી બીલકુલ વખત ન ગુમાવતા તેણીએ તે પરેલા પીપની સ્પ્રીંગ દાબી તો તુરત પીપનું એક ન્હાનુ ઢાંકણું છુટું પડયું. અંદર જોયું તો લખેલું હતું કે "અંદર ભરાઈ જાઓ."

મારગેરી તુરત અંદર ભરાઈ ગઈ, ને ફરી સ્પ્રીંગવાળું ઢાંકણુ બંધ કર્યું કે તેજ પળે પેલો બહાર ઉભેલો ગાડીવાન કે જે બીજો કોઇ નહીં પણ છુપા વેષમાં ગેબી મદદગાર પોતેજ હતે, તેણે આવી એ પીપ ઉંચકી ગાડીપર ચઢાવી ગાડી મારી મુકી.

થોડે દુર ગયા પછી ભય દુર થયેલો જાણી આ ગેબી મદદગારે પીપની અંદરથી મારગેરીને બહાર કાઢી પણ તેજ પળે લાંબે દુરથી પુર ઝડપે પાછળ દોડતી મોટરની રોશની દેખાઇ ને તેની તુરત આ ગેબી મદદગાર સમજી ગયો, કે તેઓની પુંઠ પકડવામાં આવી છે, ને ખરેખર તેમજ હતું. તેઓની પુંઠે પાછળથી શુદ્ધીમાં આવેલા બદમાશો પડયા હતા.

આ કટોકટનો મામલો જોતાં ચાલાક ભેજાનો આ ગેબી મદદગાર ગાડી માંથી કુદી નીચે ઉતર્યો ને મારગેરીને ગાડી જલદી દોડાવી મુકવા કહી સામે આવતો પુલ ઓળંગી જવા કહ્યું. ને જેવી તે પુલપરથી મારગેરીની ગાડી પસાર થઈ ગઇ, કે તેજ પળે આ ભેદી બુરખાવાળો ગેબી મદદગાર તે બે ભાગથી છુટા પડતા પુલના યંત્રપર દોડી ગયો.

આ વખતે યંત્રપર પુલનો રખેવાળ પહેરીગર હાજર હતો, પણ તેને એક બાજુ પટકી આ ગેબી મદદગારે તે યંત્ર દાબ્યું, ને બીજી પળે તે અખંડ પુલના બે ટુકડા થઇ છુટો પડયો, એટલામાં પાછળ પડેલા આયર્ન કલોની મોટર આવી પહોંચી ને યાહોમ પુલપર ધસતાં નીચેનાં અંધારા પાણીમાં યાહોમ કરતી પડી,

આમ અજબ યુક્તિથી લુચ્ચાઓને જળસઆથી લેવરાવી, તેમાંના કેટલાક તરી કીનારે નીકળે, એ તકનો લાભ લઇ આ ભેદી માણસ ફરી પુલ સરખો કરી આગળે ન્હાસતી મારગેરી, કે જેણી સંકેત મુજબ ગાડી એક ઝાડી પાસે ઉભી રાખી ધડકતી છાતીએ રાહુ જોતી હતી, તેણીને જઈ મળ્યો.

કેટલીક મુશીબત બાદ તે ગેબી મદદગાર મારગેરી સાથ એક ભેદી ઓરડામાં આવી પહોંચ્યો કે જે ઓરડામાંથી સરગોલ્ડનના લાયબ્રેરી રૂમમાં તલેસ્માતી રસ્તે જવાતું હતું. આ ઓરડામાં આવ્યા પછી મારગરએ તે ભલા મદદગારને પુછ્યું. "કે ઓ, મારા ખરા હીતેચ્છુ તું કોણુ છે?

આ જવાબમાં તે ગેબી મદદગારે સેજ ગંભીર બની બુરખામાંથી ચળકતી આંખ મારગેરી સામે (પ્રેમના આંસુઓથી ભરેલી) તાંકી રાખી. કે જે જોઈ મારગેરીને સેજ વધુ હીંમત આવતાં વ્હાલથી તે બુરખાવાળાની લાંબી હેટ (ટોપી) ઉંચકી તેનો બુરખો દુર કરવા પ્રયત્ન કર્યો, પણ બુરખો તો દુર ન થયો પણ ટોપી નીચે છુપાવેલો વાળનો અંબોડો છુટી પડયો, કે જે જોતાં મારગેરી ચમકી બોલી ઉઠી "શું તમે એક ઓરત છો?"

હા, તે ગમે તે હોય, પણ એટલું તો ખરૂં કે તે ગેબી મદદગારના માથા પર જવાન ઓરતના જેવા લાંબા ચમકતા સુંદર બાલ (વાળ) હતા.

## પ્રકરણ ૭–૮ મું

તમો ફીલમ જોયાં પહેલાં જલ્દી આ વાંચી સાર સમજી શકો, એને માટે જેમ બને તેમ ટુંકમાં પણ લગભગ સંપુર્ણ સાર સમજાવવા હવે અમો કોશીશ કરશું.

જુઓ આ સાર ગોલ્ડનની લાયબ્રેરી રૂમનો દેખાવ, સામેના ખુણામાંથી હાથ માં રીવોલ્વર સાથ છુપાતો–લુપાતો–ભરાતો આયનંડલો ઉર્ફે લીગર બહાર નીકળે છે. તે હુયવાન બુરખા વાળાની યુકિતથી માહુત થયા પછી ને મારગેરી પોતાના હાથમાંથી ગયા પછી, અત્યારે તેઓનીજ શોધમાં અહીં સુધી આવી પહોચ્યોં હતો, ને હજુ આવી જેવો અહીં ઉભો રહે એટલામાં તેણે લાયબ્રેરી રૂમમાં તેજ ભેદી બુરખાવાળાને કાંઈક હીલચાલ કરતો જોયો કે જે ભેદિ માણસ સર ગોલ્ડન પર એક ચોઠી લખી ટેબલપર મુકી જોત જોતામાં એક ગુપ્ત દરવાજામાંથી અદ્રષ્ય થઈ ગયો.

જાણે પોતે સ્વપનામાં હોય, તેમ આ ઝાલીમ લોખંડી પંજાવાળો લીગર તો આ ભેદી દુશમનની હીલચાલ જોતોંજ રહયો ને તે કેવી અજાયબરિતે ગુમ થઈ ગયો તે તેના જાણુવામાં આવી શકયું પણ હવે તે શખસે આ ટેબલપર મુકેલી ચીઠામાં શું લખ્યું છે એ જાણવા ધીમે ધીમે ને સાવચેત પગલે તે આગળ વધ્યો.

ચોતરફ ચોરની નજરથી જોતાં આ લોખંડી હાથવાળો લીગર ટેબલ પાસે જઈ તે ભેદિ બુરખાવાળાએ લખેલી ચીઠી ઉપાડી વાંચી તો તેમાં તે ભેદી શખ્સે ગોલ્ડનને જણાવ્યું હતું કે,

"મી૦ ગોલ્ડન,

તેં મને નાસીપાસ કર્યો છે–તેમજ તેં મારી ચેતવણીની દરકાર કરી નથી, તો પણ તારી છોકરીને મેં દુશમનના હાથમાંથી બચાવી છે, તો પણ હજુ તારે ખુશાલીનો વખત તો ત્યારે આવશે. કે જ્યારે તું ભલાઈના કામ કરતાં શીખીશ.

મી૦ લોફીંગ માસ્ક યાને ગેબી મદદગાર"

આ ચીઠી વાંચતાં આ તરકટી લીગરના દીલમાં એક નવો બુરખાવાળાપર તોહમત મુકવાનો પ્લોટ તૈયાર કરી આપી પોતાનું કામ સાધિ લેવાના હેતુથી નીચેના શબ્દો તે ચીઠીમાં ઉમેર્યો:—

જયાં સુધી તું ભલાઈના કામ કરશે નહી ત્યાં સુધી હું તારિ થઈ નેશનલ બેંકમાં રાખેલા ૫૦૦૦૦ ડોલર ઉપાડી જઈશ.

વાહ, હવે રંગ ઠીક જામશે, એ ડોલર તો મેં ઉપડી જવનિ તમામ ગોઠવણ કરી છે, ને તેથી તોહમત આ ભેદી દુશમનપર જ આવશે કહી ધીમેથી આ લુચ્ચો લીગર (આયરન કલો) બબડી હસ્યો, ને ખરેખર તેણે તે મુજબ ગોઠવણ પણ કરી હતી.

હવે આ ચીઠી લખી તેણે તે ટેબલપર મુકે. એટલામાં તો સામેથી સેક્રેટરિ ડેવીડને લઈ સર ગોલ્ડન આ તરફ આવતો દેખાયો, એટલે તુરત આ લુચ્ચો લીગર એક બારિ વાટે લાયબ્રેરિ બહાર કુદી રસ્તે પડયો, જયારે ગોલ્ડન અને સેક્રેટરી ડેવીડ તે પડેલી ચીઠી વાંચતા ચીંતામાં પડયા.

તે એક સુંદર ન્હાની ટેકરીની ખીણ હતી; કે જે ખીણમાં આપણી વાર્તાનો મુખ્ય નાયક લોખંડી પંજાવાળો લાગર, અને તેના દોસ્તો એકઠા થઈ થઈ નેશનલ બેંક લુટવાની ગોઠવણની વાતો કરતા હતા, એટલામાં તેઓની નજર ઉંચે ટેકરીપર પડી ને તેઓ ચમકયા. કેમકે તેઓ ટેકરીની ઉપરના ભાગમાં એક છોકરીને નહાસતી જોઈ.

જેમ ચલ્લીની પુઠે બાજ પડે, તેમ આ લુચ્ચાઓ તેણીની પાછળ પડયા ને બેચાર ફલંગો મારી તે નાની ટેકરી ચઢી તે નહાસતી છોકરીને પકડી તો અહા! તેઓનું શું આશ્ચર્ય ; તે છોકરી મારગેરીજ હતી.

મારગેરી અહીં કયાંથી આવી, એ સ્વાલ અજાયબીથી પુછવા વાંચનાર તમે તસ્દી લેતા નહિ, કેમકે તેણીને આપણા ગેબી મદદગારે આ ટેકરીપરના પોતાના છુપા મકાનમાં રાખી હતી, ને તે અત્યારે બહાર ગયો હતો તેટલામાં મારગેરી ટેકરીપરની ખુલ્લી હવામાં ફરતી હતી, એવામાં આ લીગર ને તેના જોડીદારોની વાતચીતનો અવાજ તેણીના કાન પર પડયો, તે તેણી ચમકી તેઓની વાત સાંભળવાની લાલચથી લગભગ નજદીક ગઈ.

તેણીએ સેજસાજ તે લુચ્ચાઓની વાત તો સાંભળી પણ આ સાહસ ખેડતાં આપણે જોયું તેમ તેણી ફસાણીને ફરી લુચ્ચાઓના હાથમાં સપડાણી. તે હરામખોરો તેણીનો જબરી હુજાતુજી વચ્ચે ફરી લઈ ચાલ્યા, ને એક પુરાણા ઘેરમાં જઈ કેદ કરી પણ તેઓ કેદ કરી નીકળે એટલામાંજ જાણે આકાશનો દેવ હોય, ને તેની યાદ કરતાં આવી હાજર થતો હોય તેમ ગેબી બુરખાવાળો એકાએક ત્યાં કુદી નીકળ્યો ને જીવને જોખમે તેણીને છુટી કરી તે ફરી પહેલી સહી સલામત જગ્યા કે જે સર ગોલ્ડનના ઘરની નજદીક હતી, ત્યાં તેણીને લઈ આવ્યો.

તેણીને અંદર બેસાડી તે ભેદી શખસ એક છુપે રસ્તે ગોલ્ડનના ઓરડામાં ગયો પણ એવામાં ગોલ્ડનના બટલરે પકડો, પકડો, કરી બુમ પાડી.

આ એકાએકની બટલરની બુમ સાંભળી સર ગોલ્ડનને સેક્રેટરી વિગેરે બહારથી દોડી આવે ને આ ભેદી શખસને પકડે, એ પહેલાંતો એ અજબ કરામત વાળા ચાલાક આકારે દીવાલની એક છુપી ચાંપ દાબી કે તુરત દીવાલમાં મોટી ફાટ પડી તે ફાટમાં એકદમ પેસી ગયો ને બીજી પળે તો તે દીવાલ સંપુરણ આખી થઈગઈ

સર ગોલ્ડનનો બટલર તો ફાટેલે ડોળે આ બધું જોઈ હજુ સુધી બુમ પાડીજ રહયો હતો તે સાંભળી સર ગોલ્ડન ને તેનો સેક્રેટરી ડેવીડ પણ દોડતા આવ્યા ને બટલરના કહેવાથી તે તલેસ્માતી દીવાલપર તુટી પડયા.

સઘળાએ મળી તે દીવાલનો તલેસ્માતી દરવાજો તોડી નાખ્યો, તો ખરેજ સઘળાની અજાયબી વચે અંદર એક વીશાળ ઓરડો દેખાયો, કે જે ઓરડામાં મારગેરી બેઠી હતી ને બુરખાવાળો તો ત્યાંથી પણ કોણ જાણે કયે રસ્તે એ માલુમ થઈ ગયો હતો.

મારગેરીને એકાએક આ ભોંયરા જેવા ઓરડામાં જોતાં સર ગોલ્ડન ને સેક્રેટરીના હર્ષનો પાર રહયો નહી, ને આ ખુશાલીમાં તે ભેદી બુરખાવાળાની તહાસ કરવાનું પણ કોને સુઝે ?

સઘળા મારગેરીને સાથે લઈને ને તલેસ્માતી ઓરડામાંથી બહાર નીકળ્યા ખરેખર પોતાના ઘરમાં બાજુમાં આવા ભેદી ભોંયરાને સંબંધ છે તે ખબર સર ગોલ્ડન અને સેક્રેટરી ડેવીડને આજેજ પડી.

તો પણ આજના અદ્દભૂત બનાવ અને આ અજાયબ જગ્યા (ઓરડા) વીશે વીચાર ન કરતાં મારગેરી ફરિ મળવાથી ખુશ થયેલાં તેઓ લાયબ્રેરી રૂમમાં આવ્યાં, જે પછીનો ખુશાલીનો સીન ઓલામ્પીયાની સ્ક્રીનપર જોવા તમા શબીનોને ભલામણ કરી આપણે થર્ડ નેશનલ બેંક તરફ વળીયે, કેમકે આ બેંકપર લુચ્ચા લીગરની યુક્તિઓની અજમાશનો આરંભ થઇ ચુકયો હતો.

આ બાજુ સર ગોલ્ડન પોતાની પુત્રી મારગેરી અને સેક્રટરી સાથ બેંકમાના પોતાનાં નાણા સલામત રહ્યાં છે કે કેમ, તે તપાસ કરવા બેંક તરફ નીકળી ચુકયો હતો, જો કે મારગેરીએ તો પોતાના બાપને ખાત્રી આપી હતી કે તે "ગેબી મદદગાર" ભેદી બુરખાવાળો ચોર નથી છતાં ગોલ્ડનના દીલને ધીરજ ન રહી, ને તે પોતાના નાણાંની શલામતી અર્થે બેંકના મકાન તરફ આવ્યો.

બેંકના મેનેજરને મળી સર ગોલ્ડને સઘળી વાતચીત કહી; ને આ વાત સાંભળી બેંકનો મેનેજર પણ બીધો, ને તેણે તુરત સેક્રેટરી ડેવીડની ને પોલીસની મદદથી બીજી મજબુત તીજોરીઓ ધરાવનારી વસ્ટર્ન બેંકના મેનેજરપર પોતાને ત્યાંનો ખજાનો મોકલવાનું નક્કી કર્યું.

તુરત આ ગોઠવણ અમલમાં મુકાણી, ને આ ખજાનો હજુ તેઓ વેસ્ટર્ન બેંકમાં ફેરવે, તેજ પહેલાં એક ભયંકર ભડાકો થયો, ને તે ભડાકાથી બેંકના મકાનને લાગેલી આગ તરફ લોકોનું લક્ષ ખેંચાય, એ પહેલાં તો એક દોડની મોટર બેંકના ખજાનાના ભોંયરા આગળ આવી ઉભી રહી, ને આ ભડાકામાંથી તુટી ગયેલા દરવાજાવાળા બેંકના ભોંયરામાંથી ખજાનાની પેટીઓ, મોટરમાં ગોઠવાઈ

આ બધું કામ વીજળી વેગે થયું, ને એક મીનીટમાં તો લોકોના ગભરાટ વચ્ચે ખજાનાની પેટીઓ સાથ તે મોટર દોડી દરિયાના ઉજડ કીનારા તરફ દોડી ગઈ,

દરિયા કીનારે મોટર આવી પહોંચતા તેમાંથી લોખંડી પંજાવાળો લીગર ને તેના સાથીઓ નીચે કુદી પડ્યા, કેમકે આપણે જાણીયે છીયે તેમ આ પરાક્રમ તેઓનું હતું.

તુરત હુકમ થયા ને તે કીનારે ઉભેલી બોટમાં આ ખજાનાની પેટીઓ ગોઠવવામાં આવી આ પેટીઓ ગોઠવાઈ રહેતાં લીગરે તેઓને એક ચોકસ બંદરે લઈ જવા હુકમ આપ્યો કે તુરત તે બે ત્રણ ખલાસીથી તૈયાર થયેલી બોટ રસ્તે પડી.

આ બોટ થોડે દુર ગયા પછી તેમાંના એક ખલાસીએ પોતાની કપાળ સુધી ઉતારેલી ટોપી જરા ઉંચી કરી માથા પરનો બુરખો આંખપર ઉતાર્યો જોતજોતામાં પોતાની સાથના બે ખલાસીને સાહેબ યુકતીથી દરીયામાં ફેંકી દીધાને ત્યારેજ આપણે જોઈ શકયા કે આ શખ્સ તો આપણો ગેબી મદદગાર!

હા, તે ગેબી મદદગાર હતો, ને તેણે લુચ્ચાઓના હાથમાં જતો ખજાનો આવી રીતે એકાએક બચાવ્યો—પણ પછી તે ખજાનાનો તેણે શું ઉપયોગ કર્યો? તે (ક્વીન વિક્ટોરિયામાં) જુઓ

---

# God Save The King.

## ખુદા રાજાને સલામત રાખો.

સને ૧૯૧૭.

શા૦ ખુબચંદ અમીચંદના ધી સુરત "જૈન" એનજીન પ્રીન્ટીંગ
પ્રેસમાં પ્રભુશંકર નરભેરામ વ્યાસે છાપ્યું.
ઠે૦ ખપાટીયા ચકલા,—સુરત.



પ્રસીદ્ધ કરનાર—હુશેન ઇબ્રાહીમ અચછા.
માલેક—"ક્વીન વીકટોરીયા સીનેમા"

પ્રસીદ્ધ કરવાનુ ઠેકાણું
ટાવર નજીક પોલીશ લેન પાસે "ક્વીન વીકટોરીયા સીનેમા
સુરત.